# કેટલીક વાતો

અને

# સંસાર ચિત્રો.

લેખક

પ્રાણલાલ કીરપારામ દેસાઇ.

પ્રકાશક

સાકરલાલ બુલાખીદાસ ઠાકોર

બુકસેલર અને પબલીશર.

ગાંધીરોડ—અમદાવાદ.

૨.૮-૦

કિંમત ૧-૮-૦



| | |
|---|---|
| **સ્વ. ભાઈ બંસી** | **સ્વ. બ્હેન કુસુમ** |
| જન્મ: સંવત ૧૯૭૩ મહા સુદ ૧૦ | જન્મ: સંવત ૧૯૭૧ પોષ વદ ૧ |
| ઈ. સ. ૧-૨-૧૯૧૭ | ઇ. સ. ૧-૧-૧૯૧૫ |
| અવસાન: સં. ૧૯૮૫ ભાદરવા સુદ ૧ | અવસાન: સં. ૧૯૮૭ ફાગણ સુદ ૧ |
| ઇ. સ. ૪-૯-૧૯૨૯ | ઈ. સ. ૧૮-૨-૩૧ |

જીવતાં પહેલાં મરી પહેલાં

મારાં બે બાળ પુષ્પો–

કુસુમ અને બંસીના

સદ્‌ગત આત્માઓને આ પુસ્તક અર્પણ

કરવામાં આવે છે.

# પ્રસ્તાવના



ગુજરાતી માસિકો વગેરેમાં પ્રગટ થએલી મારી લખેલી ટુંકી વાર્તાઓ તથા સંસાર ચિત્રો એકત્ર કરી તેનું એક પુસ્તક છપાવી પ્રસિદ્ધ કરવાની ઇચ્છા અત્રેના એક સુપ્રસિદ્ધ પુસ્તક પ્રકાશક અને મારા મિત્ર શ્રીયુત ભાઇ ચંદુલાલ સાકરલાલ બુલાખીદાસે પ્રદર્શિત કર્યાથી મારા ઘરમાં જે જે જુના માસિકો વગેરે પડેલાં હતાં તે ઢૂંઢી જેટલી વાર્તાઓ અને જેટલાં સંસાર ચિત્રો જડી આવ્યાં તે બધાં ભાઇશ્રી ચંદુલાલને મેં સ્વાધીન કર્યાં છે.

નાણાનું કાંઇક જોખમ ખેડીને ખુણામાં પડેલી મારી લખેલી ટુંકી વાર્તાઓ તથા સંસાર ચિત્રો છપાવી તેનું એક પુસ્તક પ્રગટ કરી ભાઇશ્રી ચંદુલાલે મારા પ્રત્યે જે પક્ષપાત અને સદ્ભાવ દર્શાવ્યા છે તે માટે હું તેમનો આભાર માનુ છું.

આ પુસ્તકમાં પ્રગટ થયેલી કેટલીક વાર્તાઓ લખાયે આજે વીસ પચ્ચીસ વર્ષો થઇ ગયાં છે. આ વીસ પચ્ચીસ વર્ષના ગાળામાં આપણી સમાજમાં કાંઇક પરિવર્તન પણ થયું છે. આપણા રીત રિવાજોમાં, આપણી માન્યતાઓમાં તેમ આપણા આચાર વિચારોમાં કાંઇક ફેરફારો થયાં છે: તેથી હાલના યુવકો અને યુવતીઓને આ પુસ્તકમાં પ્રગટ થયેલી કેટલીક વાર્તાઓ કદાચ જુની પુરાણી જેવી લાગશે; પરંતુ એ વાર્તાઓ ઉપરથી વીસ પચ્ચીસ વર્ષો ઉપર આપણી સાંસારિક સ્થિતિ કેવી હતી અને ધીમે ધીમે તેમાં કેવા ફેરફારો થયા છે તેનો કાંઇક ખ્યાલ હાલના યુવકો અને યુવતીઓને આવશે.

સામાન્ય શિષ્ટાચાર પ્રમાણે આ વાર્તાઓ તથા સંસાર ચિત્રો એક પુસ્તકમાં ફરી પ્રગટ કરતાં પહેલાં પ્રથમ જે પત્રોમાં તે પ્રસિધ્ધ થયેલાં હોય તે પત્રના તંત્રીઓની મારે પરવાનગી મેળવવી જોઇએ. બધા તંત્રી- ઓની આવી જાતની પરવાનગી મેળવવાનું માગથી બની

શક્યું નથી તેને માટે હું દીલગીર છું. જે તંત્રીઓની પરવાનગી હું મેળવી શક્યો નથી તેમની હું ક્ષમા માંગુ છું તેમ તેમનો આભાર પણ માનુ છું. "સાહિત્ય" "મહિલા મિત્ર" તથા 'બુધ્ધિ પ્રકાશ"ના તંત્રીઓએ તેમના પત્રોમાં પ્રગટ થયેલી મારી લખેલી વાર્તાઓ અને સંસાર ચિત્રો ફરી એક પુસ્તકમાં છપાવી પ્રગટ કરવાની મને પરવાનગી આપી છે તેને માટે હું તેમનો ખાસ આભાર માનું છું.

ગોલવાડ
ખાડીઆ
અમદાવાદ
તા. ૧૨-૧૧-૩૨

પ્રાણલાલ કીરપારામ દેસાઇ

# અનુક્રમણિકા.

## વાર્તાઓ.



## સંસાર ચિત્રો.

# સાહેબ બની ગયેલાથી તે ગુજરાતી લખાય ?

# સાહેબ બની ગયેલાથી તે ગુજરાતી લખાય ?*

## ૧

મ્હા મહેનતે હું "ગુજરાત પ્રકાશ"નો દીવાળી અંક વખતસર બહાર પાડી શક્યો. "ગુજરાત પ્રકાશ"ના ગ્રાહકોને તે અંક મોકલાવવા મ્હારા માણસોને હું સમજણ પાડતો હતો તેવામાં કોટ પાટલુન પ્હેરી સીગારેટ પીતો પીતો ચંદ્રવદન મ્હારી ઓફીસમાં આવ્યો ને એકદમ બોલી ઉઠયો "કેમ સુરેશ, મુંબાઈ આવવું છે ને ?"

ચંદ્રવદન ને હું બાળસ્નેહીઓ હતા. નાનપણમાં અમે સાથે રમતા ને સાથે ભણતા. મેટ્રીકમાં પણ અમે બંને જણા જોડેજ પાસ થયા હતા ને ગુજરાત કૉલેજમાં પણ અમે સાથે દાખલ થયા હતા. પણ કૉલેજમાં આવ્યા પછી અમારા પંથ નીરાળા પડી ગયા. ચંદ્રવદન દરેક બાબતમાં વિલાયતી બની ગયો. પહેરવેશમાં તેમ રીતભાતમાં તે સાહેબ લોકોની નકલ કરવા લાગ્યો. સ્વભાષાનાં પુસ્તકો વાંચવા એને બીલકુલ ગમતાંજ નહોતાં. પણ રાત દિવસ એ અંગ્રેજી કાવ્યો તથા નવલકથાઓ વાંચ્યા કરતો. મ્હારૂં વલણ એથી ઉલટી બાજુ તરફ ગયું. અંગ્રેજી પહેરવેશ તેમ રીતભાત પર મને ધિક્કાર આવવા લાગ્યો. સ્વભાષા પર

---

* એક અંગ્રેજી વાર્તા ઉપરથી સૂચીત. સંવત ૧૯૬૫ (સને ૧૯૦૮)ના ગુજરાતી પંચના દીવાળી અંકમાં પ્રગટ થયેલી.

મને ઘણોજ પ્રેમ ઉત્પન્ન થયો ને રાત દિવસ હું તો ગુજરાતી કાવ્યો ને નવલકથાઓ વાંચ્યા કરતો. ગુજરાતીના અભ્યાસમાં આટલો બધો વખત ગુમાવવા માટે ચંદ્રવદન નિરંતર મને ઠપકો આપતો ને મ્હારી મશ્કરી કર્યા કરતો. તેમ વાંદરાની માફક યુરોપીઅનોની નકલ કરવા માટે હું પણ એને બનાવવામાં બાકી રાખતો નહિ. પછી ચંદ્રવદન બેરીસ્ટર થવા વિલાયત ગયો ને ત્રણ વર્ષ પછી પુરેપુરો સાહેબ બની પાછો આવ્યો. હવે અમે બાલપણમાં હતા તેવા જીવજાન દોસ્તદારો રહી શકયા નહોતા. ચંદ્રવદન છેક બદલાઇ ગયો હતો ને પ્હેલાંની માફક મન મેલી પોતાના સુખ દુઃખની વાત મારી આગળ કરતો નહિં; આમ છતાં પણ અમે એક બીજાના ગાઢા મિત્રો તો રહ્યાજ. અત્યારે આમ એકાએક મ્હારી ઓફીસમાં આવી ચંદ્રવદને મને પુછ્યું "કેમ સુરેશ, મુંબાઈ આવે છે ને?" મેં પુછ્યું "ક્યારે જવું છે?"

"આજ રાતના મેલમાં" "મૂર્ખો છે કે શું? આજ હવે વખત ક્યાં છે?"

ચંદ્રવદને પોતાના ગજવામાંથી ઘડીઆળ કાઢી મને બતાવીને કહ્યું "હજુ તો ચાર વાગ્યા છે, ટ્રેન તો નવ વાગે જાય છે, હજુ પાંચ કલાક બાકી છે, ૩૦૦ મીનીટ છે, આટલો બધો વખત છે ને?" "આપ મહેરબાન તો સાહેબ બની ગયા છો એટલે પાંચ કલાકમાં તૈયાર થઇ જાઓ. પણ મ્હારા જેવા કાળા માણસથી તે આપની

બરોબરી કેમ કરી શકાય ? મ્હારે તો હજી ઓફીસમાં કેટલું કામ છે, ત્યાર પછી ઘેર જઇશ. હજી જમવા કરવાનું કપડાં લત્તા બાંધવા."—

"નહિ, નહિં, હવે આવા બહાના નહિં ચાલે, તું મને રોજ કહ્યા કરતો હતો કે આ વખતે દીવાળી પર મુંબાઈ જવું છે, માટે હવે તો આવવુંજ પડશે. મેલ વખતે તૈયાર થઇ રહેજે, તું નહિં આવે તો પણ હું તને ઉંચકીને ગાડીમાં બેસાડી લઈ જઇશ."

"પણ, ભલા માણસ, મ્હને બે દિવસ પહેલાં તો કહેવું હતું, એટલે હું મ્હારૂં કામકાજ આટોપી લઇ તૈયાર થઇ રહેત." "પણ મુંબાઈ જઈ એમને ત્યાં દીવાળી ગાળવાનું મણીરાય ડોકટરનું આમંત્રણ મ્હારા પર આજેજ આવ્યું ને."

"મણીરાય ડોકટર એમના કુટુંબ પરિવાર સાથે મુંબાઇ છે તેમાંજ આપ ત્યાં જવા આટલા બધા તલ-પાપડ થઈ ગયા છો ?" ડોકટર મણીરાયની ભણેલી છોકરી નિર્મળાએ મ્હારા મિત્રનું મન હરી લીધું હતું તે હું સારી પેઠે જાણતો હતો તેથી આ વખતે મેં ચંદ્રવદનની ટોળ કરી કહ્યું "એમજ કહેને કે નિર્મળા ત્યાં છે એટલે તારે ત્યાં જવું છે. રાતના નવ વાગતા સુધી તારાથી થોભી શકાશે ? વ્હેલી ગાડી નથી આવતી ?" "ના, ભાઈ નથી આવતી."

જો કે હું કોઈ પણ સ્ત્રી સાથે પ્રેમમાં પડયો નથી તો પણ એ દિવ્ય પ્રેમ શી ચીજ છે તે હું સારી રીતે જાણું છું. ચંદ્રવદનને એક પણ દિવસ હવે વધારે થોભવાનું કહેવું એ વાઘને લોહી ન પીવાની શીખામણ આપવા જેવું હતું. તેથી મેં એની સાથે આજે ને આજે જવા કબુલ કર્યું ને ઝડપથી મ્હારૂં કામ આટોપી લઇ લુગડાં લત્તાં બાંધી મેલમાં ચંદ્રવદન સાથે મુંબાઈ જવા હું તૈયાર થઇ ગયો.

૨

અમારી ટ્રેન જેવી ગ્રાંટરોડ સ્ટેશનપર આવી પ્હોંચી કે તરતજ મેં ડોકટર મણીરાયને પોતાની સ્ત્રી તથા પુત્રી સાથે પ્લેટફોર્મ પર જોયા. ઉંચી નાતની હિંદુ સ્ત્રીઓને લાંબી બાંયના પોલકા ને બુટ પ્હેરી આમ ખુલ્લી રીતે ઉભેલી જોઈ મ્હારો તો મીજાજ ગયો. હું કાંઈ સ્ત્રી કેળવણીની વીરૂદ્ધ નથી. પણ આપણી સ્ત્રીઓ આમ લાજ મર્યાદા વેગળી મૂકી ખુલ્લી રીતે સ્ટેશનપર ફરે એ કાંઇ મને પસંદ પડયું નહીં. હમણાંજ મારા માસિકમાં એ વિષયપર મેં લેખ લખ્યો છે. ને એજ વિષયપર બીજા બે ચાર આર્ટીકલો લખી કાઢવાનો મ્હને વિચાર થઇ ગયો ને કેટલાક સખત શબ્દો ને વાકયો પણ મ્હારા મનમાં ગોઠવાઇ ગયાં. એવામાં ટ્રેન ઉભી રહી ને મ્હારે નીચે ઉતરવું પડયું. નીચે ઉતર્યા પછી ચંદ્રવદને પોતાના સ્નેહીઓ સાથે મ્હારી ઓળખાણ કરાવી. આમ યુરોપીઅન ઢબ પ્રમાણે અગાઉ કોઇએ

મ્હારી ઓળખાણ સ્ત્રીઓ સાથે કરાવી નહોતી. આવી જાતનો મ્હારો પ્રથમ અનુભવ હોવાથી હું અત્યારે ગભરાઇ ગયો ને બીલકુલ બોલ્યા ચાલ્યા વિના સ્તબ્ધ બની ઉભોજ થઇ રહ્યો. ચંદ્રવદન ડૉકટર મણીરાય સાથે વાતમાં પડયો એટલે હું સ્હેજ દુર જઇ ઉભો રહ્યો, પણ થોડીવારે નિર્મળા હસતી હસતી મારી પાસે આવી ને બોલી "સુરેશચંદ્ર તમારૂં માસિક હું નિયમીત રીતે વાંચુ છું."—નિર્મળા વધારે બોલવા જતી હતી એટલામાં ડૉકટર મણીરાયની પત્ની દેવમણીએ મ્હારી પાસે આવી મ્હને પુછ્યું "સુરેશચંદ્ર, 'ગુજરાત પ્રકાશ'નો દીવાળી અંક કયારે બહાર પડશે ?" મેં જવાબ દીધો "બહાર પડી ગયો છે." દેવમણીએ નિર્મળા તરફ જોઇને પુછ્યું.

"નિર્મળા, તારો અંક કેમ હજુ સુધી આવ્યો નથી ?"

હું ઉતાવળથી બોલી ઉઠયો "હજી એ અંક કાલેજ બહાર પડયો છે. બધી નકલો હજી ટપાલમાં બીડાઇ નહીં હોય. એકાદ બે દિવસમાં આવશે."

નિર્મળા બોલી ઉઠી "મ્હારો અંક તો સુરત થઇ અહીં આવશેને, એટલે વાર લાગેસ્તો, સુરેશચંદ્ર તમારી પાસે એકાદ નકલ હોય તો મને વાંચવા આપજો."

મારા માસિકમાં નિર્મળાને આટલો બધો રસ પડે છે તે જોઇ મ્હારો અધિપતિનો આત્મા પ્રફુલ્લિત થયો. મેં એકદમ જવાબ આપ્યો "મ્હારી ટ્રંકમાં બે ચાર નકલો છે, હું ઘેર જઇ મોકલાવીશ."

"એને માટે બહુ રઘવાટ કરતા નહીં. તમારી અનુકૂળતાએ મોકલાવજો." દેવમણીએ ત્યાર પછી કહ્યું, "સુરેશચંદ્ર, આજ સાંજના ચાર વાગતા અમારે ત્યાં ચ્હા પીવા આવવાનું તમને આમંત્રણ છે. કેમ આવશો ને?" આટલી વાતચીત થયા પછી અમે છુટા પડયાં. ચંદ્રવદન ડોકટર મણીરાયની સાથે વાલકેશ્વરપર ગયો. હું મ્હારા મામાને ત્યાં ઉતરવાનો હોવાથી ગાડી ભાડે કરી મારા મામાના ઘર તરફ વળ્યો. રસ્તામાં મને વિચાર આવવા લાગ્યા "ઓહો! કેળવણી તેમ ટેવની કેવી બળવાન અસર! આપણી સ્ત્રીઓ પણ ગભરાયા વગર પરપુરૂષ સાથે આમ વાતચીત કરી શકે છે! હું પુરૂષ છું તો પણ મ્હારાથી નિર્મળા ને દેવમણી જેટલી છટાથી વાતચીત થઈ શકી નહી. વાતો કરતાં હું ગભરાઈ જતો હતો ને ધ્રુજતો હતો. આવા યુરેપીઅન રીત રીવાજો આપણા સાંસારિક જીવનમાં દાખલ થશે તો તેનું પરીણામ શું આવશે ને કેવું આવશે તેની અત્યારે તો કલ્પના પણ થઈ શકે એમ નથી." એવામાં મ્હારા મામાનું ઘર આવવાથી હું ગાડીમાંથી નીચે ઉતરી પડયો ને મ્હારૂં લક્ષ બીજી બાબતમાં દોરાયું એટલે આ સર્વ વિચારો મ્હારા સ્મરણમાંથી જતા રહ્યા.

૩

બપોરે જમી પરવાર્યા પછી હું આરામ ખુરસી પર અડધો જાગતો ને અડધો ઊંઘતો એવી સ્થિતિમા પડયો હતો.

મણીરાય ડોકટરને ત્યાં સાંજના જવું કે કેમ એ વિચાર મ્હારા મનમાં ઘોળાયા કરતો હતો. યુવાન સ્ત્રી પુરૂષો આમ મળે ને છુટથી વાતચીત કરે એ યુરોપીઅન રીવાજ મ્હને તો બીલકુલ પસંદ પડતો નહોતો. આવા રીવાજથી આપણા પવિત્ર હિંદુ સંસારમાં અનીતિનો પ્રવેશ થશે એમ મને ધારતી લાગવા માંડી. આવા સ્ત્રી પુરૂષોના એકઠા મેળાવડાને બીલકુલ ઉત્તેજન ના આપવું એ હેતુથી સાંજના ડોકટર મણીરાયને ઘેર જવાનું માંડી વાળવાનું મને મન થયું. વળી પાછો મ્હને વિચાર આવ્યો કે આજ તો મ્હેં દેવમણીનું આમંત્રણ સ્વીકાર્યું એટલે જવાને હું બંધાયલો છું. આવા મેળાવડાની વિરૂદ્ધ હતો તો તેજ વખતે મ્હારે ના કહી દેવી હતી. માટે આજ તો મારે જવું. પણ હવે પછી આવા મેળાવડામાં જવાનું આમંત્રણ આવે તો ના સ્વીકારવું આમ વિચારમાં ત્રણ વાગી ગયા એટલે મેં જવાની તૈયારી કરવા માંડી. એકલા પુરૂષોના મેળાવડામાં જવું હોય તો ગમે તેવા કપડાં લત્તાં ચાલે પણ આજના મેળાવડામાં સ્ત્રીઓ છે એટલે મ્હારાં કપડાં લત્તાંમાં મેં હમ્મેશ કરતાં વિશેષ કાળજી રાખી. મણીરાય ડોકટરનો બંગલો મ્હેં જોયલો હતો તેથી બરોબર ચારમાં દસ કમે હું એમને ત્યાં જઇ પહોંચ્યો. હું જો દસ મીનીટ વહેલો જઇશ તો કદાચ અગ્રેજી રીતી રીવાજોને વળગી રહેનારા એ લોકો મને જંગલી ધારે એ બીકથી દસ મીનીટ મેં આમ તેમ ફર્યા કર્યું ને બરોબર ચાર વાગે નોકર સાથે મ્હારૂં કાર્ડ મોકલાવ્યું. ઘરમાં મ્હારો ઘણોજ સારો સત્કાર થયો. સ્હવારના સ્ટેશનપરના ક્રીસ્તાની

પહેરવેશ કરતાં ઘરના સાદા પોશાકમાં નિર્મળા મને વધારે સુંદર લાગી. ચંદ્રવદન બપોરના મને બીલકુલ મળવા ના આવ્યો પણ આખો વખત નિર્મળાની તહેનાતમાં અત્યારથીજ જીલબ્બે થઇ ગયો તેટલા માટે એને ખુબ બનાવવાનો મેં નિશ્ચય કર્યો હતો પણ અત્યારે તો એ વિષયપર મ્હારાથી એકે શબ્દ બોલી શકાયો નહી. સ્હેજ ધ્રુજતા ધ્રુજતા મ્હેં મ્હારા કોટના મોટા ગજવામાંથી 'ગુજરાત પ્રકાશ'નો દીવાળી અંક કાઢી નિર્મળાને આપ્યો. અત્યારે ડોક્ટર મણીરાયના બંગલામાં અમારા પાંચ જણ સિવાય બીજું કોઇ હતું નહીં. અમે સર્વેએ સાથે ચ્હા પીધી ને મેવા મીઠાઈ ખાધા, ને અનેક વિષયો ઉપર પુષ્કળ વાતચીત કરી. જો કે હું આવા સ્ત્રી પુરૂષોના ભેગાં મેળાવડાની વિરૂદ્ધ છું તો પણ મ્હારે કબૂલ કરવું જોઇએ કે પ્હેલાં કદી પણ વાતચીતમાં આટલો બધો આનંદ મને પડયો જ નહોતો. નિર્મળા તેમ દેવમણી વાતચીત કરવાની કળામાં ઘણાંજ કુશળ મને માલમ પડયાં. તેમનું સામાન્ય જ્ઞાન ને સમજ શક્તિ આપણા ગ્રેજ્યુએટો કરતાં કોઈ પણ રીતે ઉતરે એમ નહોતાં. આઠ વાગી ગયા પછી મેં ઘેર જવાની ડોકટર મણીરાય પાસે રજા માગી તે વખતે દેવમણીએ મ્હને કહ્યું કે "સુરેશચંદ્ર, કાલે ચા વખતે તમે અમારે ત્યાં આવો તો આપણે [illegible] બહાર ફરવા જઇએ"

આ વખતે વળી [illegible] આવ્યો કે આવા સ્ત્રી પુરૂષોના [illegible] ઘણાંજ

મ્હારે દેવમણીને ના કહેવી કે કાલે મ્હારાથી નહીં અવાય. પણ ના આવવાનું તે કદાચ મ્હને કારણ પુછે તો હું શું કહીશ? વળી પાછો મ્હને બીજો વિચાર આવ્યો કે આવતી કાલે આવવાનું મ્હને આમંત્રણજ ક્યાં છે? "તમે કાલે આવો તો" એ કાંઇ આમંત્રણ ના કહેવાય. આવા વિચારો મ્હારા મનમાં આવવાથી મેં દેવમણીને કાંઈ જવાબજ દીધો નહીં ને એમને એમ તેમનાથી છુટો પડયો.

૪

બીજે દીવસે સ્હવારે નવ વાગે ચંદ્રવદન મને મળવા આવ્યો. આવતાવારજ મેં એની મજાક કરી કે 'ભલો, નિર્મળાએ તને પોતાની તહેનાતમાંથી છુટો કર્યો?" ચંદ્રવદને હસતાં હસતાં મને જવાબ દીધો "કાલ રાતની નિર્મળા તો તારૂં આપેલું પેલું નિર્માલ્ય ચોપાનીઉં વાંચવામાં એટલી બધી ગુલતાન થઈ ગઈ કે એને મારી સાથે વાત કરવાની પણ બીલકુલ ફુરસદ મળતી નથી." આ જવાબથી મને બહુજ આનંદ થયો. નિર્મળાને શું ગુજરાતી સાહિત્ય પર આટલો બધો પ્રેમ છે? મ્હને એવો પણ વ્હેમ પડયો કે નિર્મળા કાંઇ લખતી હશે ખરી. જો એનો લખેલો એકાદ લેખ મને નિર્મળા આપે તો હું 'ગુજરાત પ્રકાશ'માં સ્હેજસાજ સુધારો વધારો કરી તે પ્રસિદ્ધ કરૂં. બે કલાક સુધી ચંદ્રવદને નિર્મળા સબંધી મારી સાથે પુષ્કળ

વાત કરી. આ પ્રેમી જોડાના આનંદની વાતો સાંભળી મ્હારો આત્મા પ્રસન્ન થયો. છેક અગીઆર વાગી ગયા પછી ઘેર જવા ચંદ્રવદન ઉઠયો. જતાં જતાં તે બોલ્યો "હવે જમવાનો વખત થયો હશે, માટે હું જાઉં છું, સાંજના આપણે મળીશું. તું ત્યાં આવીશ ને ?" "ના, આજ તો હું નહીં આવું. આજ દેવમણીએ મ્હને આમંત્રણ કયારે આપ્યું છે ?"

"આપ્યું છેસ્તો, મ્હેં કાનેકાન સાંભળ્યું છેને ?"

"કયારે વળી ? એમણે તો એટલુંજ કહ્યું છે કે તમે આવો તો આપણે સાથે બહાર ફરવા જઇશું" એ તે કાંઈ વળી આમંત્રણ કહેવાય ?"

ચંદ્રવદને હસતાં હસતાં મને કહ્યું "રે, રે, તું તો હજી એવો ને એવોજ રહ્યો. આમંત્રણને તે વળી શીંગડા ઉગતા હશે, તારે ઘેર હાથી ઘોડા મોકલે ત્યારેજ આમંત્રણ કહેવાય ?" "હશે, ચાલો, પણ આજતો મ્હારાથી નહીં જ અવાય, આજે મ્હારે બીજુ બહુજ કામ છે, હું ના આવું તો ડોકટર મણીરાયને તથા દેવમણીને ખોટુ લાગશે ? એ અસભ્ય દેખાશે ? તમારા સુધરેલા લોકોની રીતભાતમાં મને કાંઈ સમજણ પડતી નથી" ચંદ્રવદને ઠાવકું મ્હોં રાખી જવાબ દીધો "અસભ્યતો દેખાશેસ્તો, ને ખોટુ પણ એમને લાગશેસ્તો" આ સાંભળી મ્હને મ્હારી જાત પર બહુજ ગુસ્સો આવ્યો ને હું મનમાં બડબડવા લાગ્યો "મ્હેં મોટી ભુલ કરી, તે જ વખતે મ્હારે દેવમણીને ના

કહેવી જોઈતી હતી. પણ તેને બદલે આ આમંત્રણ કહેવાય કે ના કહેવાય તેના હું વિચારમાં પડયો તેમાં જ આ ગોટાળો થયો." મને આમ વિચારમાં પડી ગયેલો જોઇ ચંદ્રવદને કહ્યું "અરે, પણ તેમાં આટલો બધો દીલગીર શેનો થઇ જાય છે ? ના આવવું હોય તો ના આવતો, પણ એવું તો તારે શું કામ આવી પડયું છે. કામ કાલે થશે, આવજે તો ખરો, ત્યાં બે ઘડી ગમ્મત છે." મ્હારૂં ના જવાનું ખરૂં કારણ હું ચંદ્રવદનને કહેવાનુ કરતો હતો પણ ચંદ્રવદન તો "બને ત્યાં સુધી આવજે હોં," એટલુ બોલી ઝડપથી ચાલ્યો ગયો. મેં પણ મ્હારા મન સાથે નક્કી કરી દીધુ હતું કે આજ તો મણીરાય ડોકટરને ત્યાં નાજ જવું. ત્રણ વાગી ગયા પછી વળી પાછો મ્હારો વિચાર બદલાવા લાગ્યો. સાંજના એકલો હું કયાં ફરવા જઇશ ? એકલા મને ગમશે પણ નહિ. 'ગુજરાત પ્રકાશ' ના દીવાળી અંક માટે નિર્મળા શું ધારે છે તે જાણવાનું પણ મને મન થયું. તેમાં ખાસ કરીને 'નમુનાદાર હિંદુ સ્ત્રીનું જીવન' એ નામનો મેં જે એક લેખ લખ્યો હતો તે લેખ સંબંધી નિર્મળાનો અભિપ્રાય જાણવાને હું ઘણો જ આતુર હતો. એ લેખમાં નિર્મળા જેવી ભણેલી ને બુટ મોજા પહેરી લાજ મર્યાદા મૂકી પુરૂષોના મેલાવડામાં જતી આવતી સ્ત્રીઓના ઉપર મેં સખત આક્ષેપો કર્યા હતા. નિર્મળાના મન ઉપર એ લેખની શી અસર થઇ છે તે જાણવાનું મ્હને મન થયું તેથી છેવટે મેં મ્હારો નિશ્ચય ફેરવ્યો ને ડોકટર મણીરાયને ત્યાં જવા નીકળી પડયો.

૫

મણીરાય ડોકટરના દીવાનખાનામાં હું પેઠો ત્યારે ત્યાં કોઈ જ નહોતું. થોડીવારે નિર્મળા હાથમાં 'ગુજરાત પ્રકાશ'નો દીવાળી અંક લઈ દીવાનખાનામાં આવી. મને જોતાં જ તે બોલી ઉઠી "તમારા આવવાની આશા અમે મૂકી દીધી હતી, બપોરે ચંદ્રવદને તમારે ત્યાંથી આવ્યા પછી અમને એમ કહ્યું કે તમારે આજે બહુ કામ છે તેથી તમે નહીં આવી શકો તેથી તમારી થોડીવાર રાહ જોયા પછી ચંદ્રવદન તથા મ્હારી બા, તથા બાપાજી બહાર ફરવા ગયા. આ તમારા દીવાળી અંકમાં રસ પડવાથી હું એમની સાથે બહાર ના ગઇ" "મેં સ્હેજ ગભરાતાં ગભરાતાં જવાબ દીધો" મ્હારો આજ આવવાનો વિચાર નહોતો, પણ પછી ઘરમાં એકલા ના ગમવાથી હું આ તરફ આવ્યો, હું સ્હેજ મોડો થયો એટલે બધા જતા રહ્યા હશે." "તમે આવ્યા તે ઠીક કર્યું, બધા બ્હાર ગયા છે તેમાં શું થઇ ગયું ? હું છું ને, ને થોડીવાર પછી બધાએ પાછા આવશે. મને લાગે છે કે બપોરના તમે એકાદ નવો લેખ લખવામાં રોકાઇ ગયા હશો. વારૂ સુરેશચંદ્ર, 'ગુજરાત પ્રકાશ' ની પછાડી તમે દિવસના કેટલા કલાક ગાળો છો ?" "લગભગ મ્હારો બધો જ વખત. મ્હારૂ આખુ જીવનજ 'ગુજરાત પ્રકાશ'ને માટે છે'. મ્હારા સામુ એકટશે જોઈ નિર્મળા બોલી, "પોતાનું આખું જીવન સાહિત્યને અર્પણ કરવામાં કેટલુ બધુ સુખ છે, મને પણ બહુજ મન થાય છે કે મ્હારૂં

જીવન પણ સાહિત્યની સેવામાં હું અર્પણ કરી દઉં-પણ મ્હારા આવા વિચાર તમને તો પસંદ નહી પડે." મ્હેં બીતાં બીતાં જવાબ આપ્યો, "કેમ, વારૂ, એમ બોલો છો"? નિર્મળા હસતાં હસતાં બોલી "તમારા એ બાબતના વિચાર તમારા લખાણો ઉપરથી હું ક્યારનીએ જાણું છું. તેમાં વળી તમારા છેલ્લા લેખમાં તો તમે સ્પષ્ટ રીતે જણાવો છો કે સ્ત્રીઓનો કર્તવ્ય પ્રદેશ તો ઘરમાંજ જ સમાપ્ત થઈ જાય છે."

"કયા લેખમાં?" "નમુનાદાર હિન્દુ સ્ત્રીનું જીવન"ને લેખ જે તમે તમારા દીવાળી અંકમાં લખ્યો છે તે લેખમાં." મ્હેં હસતાં હસતા નિર્મળાને પૂછ્યું "તમે એ લેખ વાંચ્યો? "મેં તો તમારૂં 'આખું' ચોપાનીઉં વાંચી કાઢયું છે, કાલે રાત્રે પલંગપર સુતાં સુતાં હું વાચતી હતી તેવામાં મને ઉંઘ આવી ગઇ. જ્યારે વોલસેટની મીણ્બતી પુરી થઇ રહી ત્યારે મીણ્બતી ઉછળીને ભડકો થયા એટલે હું ચમકી જાગી ઉઠી, ઠીક થયું કે પલંગની મચ્છરદાની સળગી ના ઉઠી. જો આગ લાગી હોત ને હું બળી ગઈ હોય તો તમારૂં 'ગુજરાત પ્રકાશ' ખરેખરૂ પ્રખ્યાત થઈ જાત." આટલું બોલી નિર્મળા હસી પડી. આવી આનંદી ને હસમુખી છોકરીને આનો શો જવાબ આપવો તે મને બીલકુલ સુઝયુ નહીં. મ્હારા મનમાં તો અનેક વિચારો ઉત્પન્ન થઈ ગયા. થોડીવાર પછી મ્હેં પાછી વાત ઉપાડી "નિર્મળા, તમને ગુજરાતી સાહિત્યનો આટલો બધો

શોખ છે ત્યારે તમે પોતે કેમ કાંઈ લખતાં નથી ?" નિર્મળાએ શરમાતાં શરમાતાં જવાબ દીધો, "હું શું લખી શકું ? મ્હારૂ લખેલું વાંચે કોણ ? અરે, પ્હેલાં છાપે જ કોણ ? તમારા જેવા વિચારના તંત્રીઓ તો મ્હારા જેવી સ્ત્રીઓના લખાણ જોયાં વગરજ રદ કરી દેને ?" "ના, ના, તમે ટુંકી વાર્તાઓ લખો, હું જરૂર "ગુજરાત—પ્રકાશ"માં છાપીશ. હમણાં હમણાં દરેક મહીને મારા માસિકમાં ટુંકી વાર્તાઓ આપવાનું સાહસ મેં ઉપાડયુ છે, મને તેને માટે જોઈએ તેવી સારી ને રસિક વાર્તાઓ મળતી નથી."

નિર્મળા બોલી ઉઠી "મ્હારે એક મિત્ર છે. તે બહુ જ સારી ટુંકી વાર્તાઓ લખે છે. તેમની લખેલી એક વાર્તા મ્હારી પાસે છે, તમે તે જોશો"? મ્હને આમ ખબર હોત તો આ વિષયપર હું વાતજ ના કાઢત. અધિપતિના ધંધામાં નવા લેખકોની આવી વાતો વાંચી હું કંટાળી ગયેલો હતો. મ્હારા મનમાં કે મુંબાઇ જઇશું ત્યારે થોડા દિવસ વાર્તાઓ વાંચવાના કામમાંથી આરામ મળશે, પણ આ તો સામી વાર્તાજ આવીને ઉભી ! પણ હવે કાંઇ ઉપાય નહોતો. નિર્મળાને મ્હારાથી હવે ના કહેવાય એમ હતું નહીં તેથી મેં જવાબ દીધો "હા, લાવો, હું જોઇશ." "પણ તમારે એ વિષે તમારો ખરો અભિપ્રાયજ મ્હને આપવો પડશે, લેખક મ્હારા મિત્ર છે માટે વાત સારી છે એમ મને કહેતા નહીં." "ના, મ્હારો

ખરો અભિપ્રાય જ તમને આપીશ." નિર્મળા તરત જ એ વાર્તા લેવાને દોડી ને પળવારમાં તો સારા આંકેલા ફુલ્સકેપ કાગળ ઉપર સુંદર અક્ષરે લખેલી એક વાર્તા મ્હારા હાથમાં મૂકી. એ જોતાં જ હું બોલી ઉઠયો "આ કોઇ તદ્દન નવા લેખકે લખેલી વાર્તા લાગે છે." નિર્મળાએ પુછયું "કેમ, એમ શા ઉપરથી તમે કહે છો" "નવા ઉછરતા લેખકો પોતાના લેખો કાળજી રાખી સ્વચ્છતાથી લખે છે. જાણીતા લેખકોના અક્ષર તો ભાગ્યેજ ઉકલે એવા હોય છે." પછી મ્હેં છેવટનું એકાદ પાનું વાંચી જોયું. મને ખાત્રી હતી કે નવા ઉછરતા લેખકોના નાયકો કયાં તો ઓચીંતા મહાભાગ્યવાન કે ધનાઢ્ય થઇ જાય છે અથવા તો મરી જાય છે. પણ આ વાર્તામાં તો નાયકને નાયિકા સામાન્ય જીવન ગુજારતાંજ મને માલમ પડયાં. આ ઉપરથી વાર્તા સારી હશે એવી મને આશા પડી. મ્હને એમ પણ વ્હેમ પડયો કે આ વાર્તા નિર્મળાએ પોતે જ લખી હશે ને પોતાનો આ પ્રથમ પ્રયાસ હોવાથી શરમને લીધે પોતાના કોઇ મિત્રનો લખેલો લેખ છે એમ તે મને કહે છે. આધપતિની હમ્મેશની ટેવ મુજબ આ વાર્તા સબંધી મ્હારો અભિપ્રાય મેં નક્કીજ કરી રાખ્યો હતો. આવતી કાલે આવી હું કહીશ "વાર્તા ઠીક છે, કેટલાક દોષો છે તે વધારે મ્હાવરાથી દુર થશે ખરા." નિર્મળાને હું આમ ગુજરાતી સાહિત્ય સબંધી વાતો કરતાં હતાં એવામાં, ચંદ્રવદન, ડોકટર મણીરાય ને દેવમણી દીવાનખાનામાં આવ્યાં

એટલે અમારી વાતો બંધ કરી અમે સામાન્ય વાતચીતમાં પડયાં. રાતના આઠેક વાગતાં સુધી અમે સર્વએ વાતો કર્યા કરી ને પછી હું ઘેર ગયો.

૬

ઘેર જઈ મેં નિર્મળાએ આપેલી વાર્તા વાંચી. વાંચતાંજ મને માલુમ પડયું કે એ વિષે અનુમાન કરવામાં મ્હેં ભુલ કરી છે. આ વાર્તા કોઇ ઉછરતા લેખકની હોય જ નહીં, તેમ નિર્મળાની લખેલી પણ ન હોય એની ભાષા સરલ તેમ જુસ્સાદાર છે, શૈલી પ્રૌઢ છે, તેમ વસ્તુ સંકલના પણ ઉત્તમ પ્રકારની છે. એ વાર્તાનો લેખક શોધી કાઢતાં મને બીલકુલ વાર લાગી નહીં. ભાષા તેમ શૈલી ઉપરથી જ મેં જાણી લીધું કે રજનીકાંત શીવાય આવી વાર્તા ગુજરાતી ભાષામાં બીજો લખી શકે એવો કોણ છે? રજનીકાંતને હું પોતે ઓળખતો નહોતો. મેં કદી એને જોયો પણ નહોતો. પણ એના લેખો મ્હારા વાંચવામાં પુષ્કળ આવ્યા હતા. એના જેવું સરળ ને જુસ્સાદાર ગદ્ય લખનાર ગુજરાતમાં અત્યારે કોઈ છે જ નહી. મ્હારૂં તો નક્કી એમ જ માનવુ છે કે રજનીકાંતની અસર આગળ ઉપર ગુજરાતી સાહિત્ય ઉપર વિશેષ થશે. અત્યારે જે કૃત્રિમ ને સંસ્કૃતમય શૈલીમાં લખાણો લખવાનો પ્રચાર પડી ગયો છે તેને બદલે રજનીકાંતની શૈલીનુ અનુકરણ કરવા બધા પ્રયાસ કરશે. બીજે દિવસે સાંજે હું મણીરાયને ત્યાં

ગયો કે તરત જ નિર્મળાએ મને પુછ્યું "સુરેશચંદ્ર પેલી વાર્તા તમે વાંચી જોઈ?" મ્હેં અતિ ઉત્સાહથી જવાબ દીધો "હા, મેં તે વાંચી. મને તે બહુ જ ગમે છે." અવશ્ય અધિપતિના રીવાજ મુજબ મેં એકાદ બે દોષો તો બતાવ્યાજ પણ એકંદરે એ વાર્તાના મેં અતિશય વખાણ કર્યાં. મેં પછી નિર્મળાને પુછ્યું "આ વાર્તાના લેખક બહુ નાની ઉમ્મરના છે?" નિર્મળાએ જવાબ દીધો "હા, મ્હારા કરતાં એમની ઉમ્મર સ્હેજ મોટી છે?" મેં પુછ્યું "તમારા એ ખાસ મિત્ર છે?" નિર્મળાએ જવાબ દીધો "હા, મારા તે સ્નેહી છે." આ જવાબ મને બીલકુલ પસંદ પડયો નહીં. અજાણ્યા યુવાન સ્ત્રી, પુરૂષ વચ્ચે આટલી ધાડી મિત્રાચારી શા માટે હોવી જોઈએ?" મેં પછી નિર્મળાને પુછ્યું "તમારી પાસે એ લેખકના બીજા લેખો હોય તો મને આપશો?" 'હા, શા માટે નહીં? તમને એમના લખાણો પસંદ પડે છે?" "હા, મને તો તે બહુ જ પસંદ પડે છે, તમારી પાસે એ લેખકનાં કેટલા લખાણો છે?" "મ્હારી પાસે ઘણા છે." "તમે ત્યારે એ લેખકનાં ખાસ વાંચનારા લાગો છે." "તે તો કોણ જાણે પણ એમના સર્વ લેખો પહેલા તો હુંજ વાંચું છું. જ્યારે એ નવો લેખ પુરો કરી રહે છે કે તરતજ મ્હારા ઉપર વાંચવા મોકલે છે, હું પસંદ કરૂં છુ ત્યારેજ તે લેખ તેઓ છપાવવા મોકલે છે. એમના લેખોની છાપખાનામાં મોકલવા માટે સારા અક્ષરની નકલ

પણ હુંજ કરી આપુ છું. ને હું ધારૂં છું કે મારા જેટલું એમના લેખોનો વખાણનાર ગુજરાતમાં બીજું કોઇ ભાગ્યે જ હશે."

મેં ધીમે રહીને બીતાં બીતાં પુછ્યું "તમને હરકત ના હોય તો એ લેખકનું નામ મને કહેશો?" નિર્મળા સ્હેજ વિચારમાં પડી ગઈ. પછી ધીમે સાદે તે બોલી 'રજનીકાંત' રજનીકાંતનું નામ બોલતા બોલતા એના સુંદર ગાલ પર રતશ સ્પષ્ટ રીતે મ્હારા જોવામાં આવી. તે જોઇ ચંદ્રવદનના ભવિષ્યને માટે મને દીલગીરી થઇ. પછી રજનીકાંતનાં પ્રસિદ્ધ થયેલા પુસ્તકો, તેમ નિબંધો સબંધી અમારે પુષ્કળ વાતચીત થઇ. વાતચીતપરથી મને માલમ પડયુ કે નિર્મળા રજનીકાંતની તેમ તેના પુસ્તકોની અંધ ભક્ત હતી. ગરીબ બીચારા સરલ ને નિષ્કપટી ચંદ્રવદનનું ભવિષ્ય કેવું જશે તેને માટે હવે મને હજારો તર્ક વિતર્કો થવા લાગ્યા. છેવટે નિર્મળાએ મને પુછ્યું "તમે રજનીકાંતની તાજી નવલકથા "પાખંડી ધર્મ" વાંચી? મેં જવાબ દીધો, "ના, મારી પાસે તે અવલોકનને માટે આવી છે પણ હજી મેં તે વાંચી નથી" "નિર્મળા ઉત્સાહના વેગમાં ને વેગમાં બોલી ઉઠી "એ વાંચશો ત્યારે તમને માલમ પડશે કે રજનીકાંતના વિચારો કેટલા મહાન્ છે ને એમનો આત્મા કેટલો વિકાસ પામેલો છે." નિર્મળાના છેલ્લા શબ્દો સાંભળી કોણ જાણે શાથી મ્હારા મનમાં રજનીકાંતને માટે શત્રુતાની લાગણી ઉત્પન્ન થઈ.

૯

હજુ સુધી ચંદ્રવદન તરફથી નિર્મળાને માટે માગું કરવામાં આવ્યું નહોતું. પણ મને સંપૂર્ણ ખાત્રી હતી કે મોડું વ્હેલું પણ એ માગુ થયા વિના રહેવાનુ નથી, ને જ્યારે એ માગુ કરવામાં આવશે ત્યારે મણીરાય હાજ પાડશે. કારણ કે છેલ્લા બે ચાર દિવસમાં મેં સ્પષ્ટ રીતે જોયું હતું કે ચંદ્રવદનને નિર્મળાને પરણવાનું જેટલું મન હતું તેટલું જ મન પોતાની દીકરી ચંદ્રવદનને આપવાનુ ડોક્ટર મણીરાયનું મન હતું. પણ મ્હારા મિત્રના સુખી જીવનમાં આ રજનીકાંતનું સાલ ક્યાંથી આવ્યું ? રજની-કાંત ને નિર્મળા વચ્ચે આટલો બધો ધાડો સ્નેહ શું અનીતિમાન નવી ? તેમાં વળી ચંદ્રવદન ને નિર્મળાનું જોડું એક રીતે કજોડું ના કહેવાય ? નિર્મળાને ગુજરાતી સાહિ-ત્યપર આટલો બધો પ્રેમ ને એ સાહિત્યને ને ચંદ્રવદનને તો બારમો ચંદ્રમા ! તેમાં વળી રજનીકાંત જેવો ઉત્તમ પ્રકારનો યુવાન લેખક નિર્મળાનો આવો ખાસ સ્નેહી ! નિર્મળા તો એના પુસ્તકોથી અંજાઇ જઈ એની અંધ ભક્ત બની ગઇ છે ! આનું પરીણામ શું આગળ ઉપર વિપરીત ના આવે ? આવા ઝેરી બીનું ફળ મ્હારા મિત્રની વિવાહીત જીંદગી વિષ સમાન નહીં બનાવી મુકે ?

ના, ના, પણ હું એમ બનવાજ નહીં દઉં ને ટીકા રૂપી મ્હારી તીક્ષ્ણ સમશેરથી રજનીકાંતની ઉગતી કીર્તિના હું કડકે કડકા કરી નાખીશ.

ગુજરાતી સાહિત્યમાં ગુજરાત-પ્રકાશ નું કેટલું બળ છે તે હું સારી પેઠે જાણતો હતો. ઉછરતા લેખકોને ઉંચે ચઢાવવા કે નીચે ઉતારી પાડવા તે 'ગુજરાત પ્રકાશ' ના અધિપતિના હાથમાં છે તેની મને સંપૂર્ણ ખબર હતી. સાહિત્યની બાબતમાં તો 'ગુજરાત પ્રકાશ' ની મોરલી પ્રમાણે આખું ગુજરાત નૃત્ય કરે છે. તેથી મ્હારા માસિકમાં હું રજનીકાંતના લેખોની સખત ઝાટકણી કાઢીશ. હું ખુલ્લે ખુલ્લી રીતે જણાવીશ કે નવા લેખકોમાં રજનીકાંત કરતાં બીજા ઘણા શ્રેષ્ટ લેખકો છે. રજનીકાંતમાં નૈસર્ગિક શક્તિ બીલકુલ નથી. ઇંગ્રેજી તેમ સંસ્કૃત લેખોમાંથી અનેક ફકરા ટાંકી બતાવી હું સાબીત કરી દઇશ કે રજનીકાંત ચોરી કરી બીજાના વિચારો પોતાના તરીકે ઠોકી બેસાડી આખા ગુજરાતને ઠગે છે. રજનીકાંતના લેખોમાંથી ભાષાના, વ્યાકરણના અનેક દોષો બતાવી સાક્ષર વર્ગમાં હું એને ઉતારી પાડીશ. આવી આવી અનેક યુક્તિથી હું નિર્મળાને ખાત્રી કરી આપીશ કે તેનો માની લીધેલો દેવ ખરેખરો દેવ નથી પણ માત્ર પત્થરનું પુતળુંજ છે. એકવાર નિર્મળાનો રજનીકાંત પરથી મોહ ઉતર્યો કે મારૂં કામ સર્યું ને મ્હારા મિત્રના જીવનમાંથી મુખ્ય કાંટો જતો રહેવાનો. આવા વિચારો થઈ આવવાથી મેં રજનીકાતની નવી નવલકથા "પાખંડી ધર્મ"નું સખત અવલોકન લખી કાઢયું ને "ગુજરાત પ્રકાશ" ના કાર્તિક અંકમાં છપાવવા માટે અમદાવાદ મોકલી આપ્યું. થોડા વખતમાં એનાં છેલ્લાં પુફ પણ મ્હારી પાસે આવી ગયાં. પ્રુફ તપાસતી વખતે

પણ કેટલાક સખત નવાં વિશેષણો ઉમેર્યાં ને પ્રુફ પાછા અમદાવાદ મોકલવા ટપાલમાં નાખવા આપ્યા કે તરત જ ચંદ્રવદન મ્હારી ઓરડીમાં પેઠો. મ્હારા ટેબલપર "પાખંડી ધર્મ" પડી હતી તે તે ઉપાડવા જતો હતો તે જોઇ હું બોલી ઉઠ્યો, "એને અડકતો નહીં, એ તો ગુજરાતી ચોપડી જ છે." ચંદ્રવદને જવાબ દીધો "આવી દમ વગરની ચોપડી વાંચવામાં તું એટલો બધો રોકાઇ ગયો હતો કે અમને મળવા સરખું એ તારાથી ના અવાયુ. તેથી આજ તો હું એ ચોપડી લઇ દરીઆમાં ફેંકી દેવાનો છું."

હું "ગુજરાંત પ્રકાશ" માં એનું અવલોકન લખવામાં રોકાયો હતો."

"પણ હવે એ તારૂ કામ પત્યું કે નહીં?" "હા, હવે એ પુરૂં થયું. છેલ્લાં પ્રુફ હમણાં જ મેં અમદાવાદ મોકલાવ્યાં." પછી હસતાં હસતાં ચંદ્રવદને એ ચોપડી ઉપાડી ને એના મારજીનપર લખેલી મારી ટીકાઓ ઘણા રસથી વાંચવા લાગ્યો મેં પુછ્યું 'ચંદ્રવદન, આ મારજીન પરની ટીકા તું આટલા બધા રસથી શેનો વાંચે છે? ગુજરાતી સાહિત્યપરતો તને બીલકુલ પ્રેમ જ નથી." ચંદ્રવદન ખડખડ હસી પડયો ને બોલ્યો, 'સુરેશ, મ્હારે તને એક ગુપ્ત વાત કહેવાની છે, આ ચોપડીનું અવલોકન તું પુરૂં કરી રહે ત્યાર પછી જ એ કહેવાનો મ્હારો વિચાર હતો. હવે તને કહું છું સાંભળ." "પણ ભલા માણસ તારી ગુપ્ત વાતને આ ચોપડીના અવલોકન સાથે તે શું સંબંધ

છે?" ચંદ્રવદન બોલ્યો "રજનીકાંત તે હું પોતે જ છું." મેં એ વાત બીલકુલ માનીજ નહીં ને કહ્યું "તું તો મારી મજાક કરે છે; **સાહેબ બની ગયેલાથી તે વળી ગુજરાતી લખાય** કે?" ને એમ હતું ત્યારે આટલા બધા દિવસ મ્હારાથી એ વાત ગુપ્ત કેમ રાખી?"

"તું ભલે ના માને, પણ રજનીનો કાંત તે ચંદ્ર એ પણ મ્હારે અધિપતિરાજને સમજાવવું પડે કે? મ્હારી નવલકથાને માટે ત્હારો પ્રમાણિક અભિપ્રાય મ્હારે જોયતો હતો તેથીજ આટલા દિવસ એ વાત મ્હેં તારાથી ગુપ્ત રાખી. તારૂં અવલોકન પુરૂં થયું એટલે હવે હું તને કહું છું." મેં કહ્યું "ગુજરાતી સાહિત્યનો આટલો બધો અભ્યાસ તેં વળી ક્યારે કર્યો? પહેલા તો ગુજરાતી ચોપડી ને અડકતાંજ તું અભડાઇ જતો હતો ને?" ચંદ્રવદને જવાબ આપ્યો "હું બેરીસ્ટર થવા ઈંગ્લાંડ ગયો ત્યારે. એ પરીક્ષામાં ઘણું થોડું વાંચવાનું હોવાથી મને ફુરસદ બહુ મળતી. એ ફુરસદનો વખત લંડનના બ્રીટીશ મ્યુઝીઅમ માં જઇ હું ગુજરાતી પુસ્તકો વાંચવામાં કાઢતો. ચંદ્રવદન ની આ વાત સાંભળી હું તો ઠંડોજ થઈ ગયો. તરતજ નીચે જઈ મ્હારા મામાના છોકરા પાસે અમદાવાદ તાર કરાવ્યો કે "ગુજરાત પ્રકાશ" ના કાર્તિક અંકમાં "પાખંડી ધર્મ" નું અવલોકન ના છાપશો પણ એને બદલે બીજો ગમે તે લેખ છાપજો."

# सुख चाहिए?

# *વચન પળાયું કે ?



ગજેંદ્ર વડોદરાની કોલેજની બોર્ડીંગમાં રહી બી. એ. ક્લાસમાં અભ્યાસ કરતો હતો ખરો પણ અંગ્રેજી ભણતર પર એને બીલકુલ પ્રીતિ નહોતી. એતો એમજ માનતો હતો કે ઇંગ્રેજી વિદ્યાએ આપણા દેશનું સત્યાનાશ વાળ્યું છે. ગજેંદ્ર તો હડહડતો આર્ય હતો ને એનો વિચાર તો ફરીથી પાછો આર્યાવર્તમાં સતયુગ લાવવાનો હતો. સગા વાહલાના ખાસ આગ્રહથીજ તે ઇંગ્રેજી ભણતો હતો પણ એ ભણતરપર એને બીલકુલ આસ્થા નહોતી. એનું ચાલતું હોત તો તે કાશી જઇ આપણા ધર્મશાસ્ત્રનો અભ્યાસ કરત. ના છુટકે એ બીચારાને ઇંગ્રેજી કોલેજમાં ભણવું પડયું ખરૂં પણ ઇંગ્રેજી વિદ્યાનો પાસ એના ઉપર બીલકુલ લાગ્યો નહોતો. રહેણી કરણીમાં તો તે જૂના વિચારનો આર્યજ રહેલો હતો. આજકાલના ઇંગ્રેજી ભણી છકી ગયેલા છોકરાઓની માફક તે ધોતીઉ પહેરી જમવા બેસતો નહોતો તેમ

---

* ઇંગ્રેજી ઉપરથી સૂચીત.

સને ૧૯૦૯ના ઓકટોમ્બર માસના બ્રહ્મક્ષત્રીય ત્રિમાસિકમાં પ્રકટ થયેલી.

તેણે ચોટલી પણ કપાવી નાખી નહોતી. મોજા તેમ પાટલુન ટાઈ કોલર વગેરે ઇંગ્રેજી પોશાકપર તો એને ખાસ તિરસ્કાર જ હતો. એના વિચારપર પણ ઇંગ્રેજી વિદ્યાની નાસ્તીક છાપ પડી નહોતી ને એનો તો દૃઢ નિશ્ચય હતો કે વખત આવે પોતાના સર્વ વિચાર આચારમાં મુકવા.

કોલેજમાં દોઢ મહીનાની રજા પડી એટલે ગજેંદ્ર શહેરમાંથી કાંઇ લેવું કરવું હતું તે લઈ ભરૂચ ગયો. રજા પણ લગભગ પુરી થઇ રહેવા આવી ને ચાર પાંચ દિવસ પછી ગજેંદ્ર પાછો વડોદરે જવાનો હતો. એવામાં ગજેંદ્રની બા અતિલક્ષ્મી એક દિવસ રેવાજી નાવા ગયાં. રેવાજી ઉપર અતિલક્ષ્મીને એમની ખાસ બેનપણી અમદાવાદવાળી હરિગંગાની ઓચીંતી મુલાકાત થઇ ગઇ. "કેમ હરિગંગા, અમદાવાદથી તું કયારની આવી છે? કાંઇ જણાતી નથી" અતિલક્ષ્મીએ પુછ્યું.

"હું કાલે રાત્રેજ આવી છું, બે ત્રણ ઠેકાણે કુટવાનું હતુ તેથી તને મળવા અવાયુ નહી. ચાલો ઠીક થયુ, આપણે અહીંઆંજ મળી ગયાં. કેમ સૌ સારાં છે ને? કીકો પણ અહીંજ હશે."

"હા, હમણાં તો રજા છે એટલે એ અહીં આવ્યો છે. ચાર પાંચ દિવસ પછી પાછો વડોદરે જવાનો છે, હવે કોલેજ ઉઘડવાનો વખત થયો ખરોને?"

" ગજેંદ્ર ભણવામાં બહુ હુંશીઆર છે એમ મેં

અમદાવાદના આપણી નાતના છોકરાઓના કહેવા ઉપરથી જાણ્યું છે. કીકો ઇડરમાં છે ને ?"

"ના, ઇડરમાં તો કયારનોએ પાસ થઇ ગયો. આ વર્ષે તો એ બી. એ ની પરીક્ષામાં બેસવાનો છે."

"હા, હા, હું ભુલી, મારો ઇંદુ મને કહેતો હતો કે ગજેંદ્ર બી. એ. માં છે."

આ વખતે હરિગંગાને પોતાની છોકરી વિમળા યાદ આવી. વિમળાની ઉમ્મર વીસ વર્ષની થઇ ગઇ હતી પણ હજી એના વિવાહનું કાંઈ ઠેકાણું પડતું નહોતું. બબ્બે હજાર રૂપીઆ સુધી આપવાને હરિગંગા તયાર હતી પણ વિમળાને સારો ભણેલો વર મળતો નહોતો, તેથી આ વખતે તે એકાએક બોલી ઉઠી કે "અતિલક્ષ્મી બ્હેન, તમારા ગજેંદ્રનો વિવાહ મારી વિમળા સાથે કરો તો હું તમને બધો જાનખર્ચ આપીશ ને એ શિવાય બીજી બધી રીતે ખુશ કરીશ."

"હું તો બ્હેન તારી વિમળાને લેવાને બહુ ખુશી છું. પ્હોર ચંદુભાઇને ત્યાં જાનમાં એ અહીં આવી હતી ત્યારે મેં એને જોઈ હતી. એ તો કાચની પુતળી જેવી રૂપાળી છે; ને બોલવે ચાલવે પણ ડાહી છે. મને તો એ બહુ ગમે છે પણ મારો ગજેંદ્ર એ બાબતમાં કોઇનું માનતો નથી. મેં તો એને ઘણીવાર કહ્યું પણ એ તો પરણવાનીજ ના પાડે છે."

"એનું કાંઇ કારણ ?"

"કોણ જાણે, આજના છોકરાઓજ તરેહવાર છે. મોટા પચ્ચીસ પચ્ચીસ વર્ષના ગોધા થવા આવ્યા તોએ પરણવાની વાત આવી ત્યારે કહેશે કે હમણાં નહીં, થાય છે, ભણી રહ્યા પછી પરણીશું, પણ આજ તો હું ગજેંદ્રને સમજાવી પટાવી, ધમકાવીને પણ હા કહેવડાવીશ ને કાલે ને કાલે તને જવાબ કહાવીશ."

"હા, એને સમજાવીને નક્કી કરી દેજે ને જો એ માને તો આપણે કારતક માગશરમાં લગ્ન કરી નાખીશું."

ઉપર પ્રમાણે વાતચીત થયા પછી અતિલક્ષ્મી ઘેર ગઇ. ખડકીના હીંચકા ઉપર હાથમાં ન્યુસપેપર લઈ ગજેંદ્ર પડેલો હતો. તરતજ અતિલક્ષ્મીએ કહ્યું "ગજેંદ્ર પાછલા ઓરડામાં આવ, મારે તને કાંઇ કહેવું છે."

"શું છે વળી" એમ બડબડતો બડબડતો ગજેંદ્ર ઘરમાં ગયો. અંદર ગયા પછી ગજેંદ્રને ધીમે રહી અતિલક્ષ્મીએ કહ્યું "ભાઇ, હું તો આજ તારો વિવાહ કરીને આવી છું, તું રોજ ના ના કહ્યા કરે છે તે હું જાણું છું પણ હવે ના નહીં ચાલે, હવે તો તું મોટો થયો માટે આ વખત તો મારૂં કહ્યું માન ને હા કહે."

ગજેંદ્રને પરણવું બીલકુલ પસંદ નહોતું. સ્વાભાવિક રીતે ઇંગ્રેજી કેળવણી લીધેલા છોકરાઓને વિદ્યાર્થી અવસ્થામાં પરણવું ગમતું નથી. કમાવવાનું શરૂ કર્યા પછી જ તેઓ પરણવાનો વિચાર કરે છે. પણ ના પરણવાના ગજેંદ્રના કારણો તો તદન જુદાજ હતા. ગજેંદ્રએ ઘણે

ઠેકાણેથી સાંભળ્યું હતું ને ન્યુસપેપરોમાં પણ વાંચ્યું હતું કે આજ કાલની છોકરીઓ અસલની સ્ત્રીઓની માફક પતિ સેવા કરતી નથી. પતિને પ્રભુ તુલ્ય ગણી તેમની આરતી ઉતારી, તેમના પગનું આચમન કરી તેમની પૂજા કરતી નથી. હમણાની છોકરીઓને તો સારા સારા ભભકાદાર લુગડા પહેરી, લાજ મર્યાદા કોરાણે મુકી ગમે તેની સાથે હસવું, બોલવું ને મડમો બની રોફ મારી ફરતા ફરવું ગમે છે. પણ આ બાબતમાં પોતાની વિધવા માનુ અપમાન કેવી રીતે થાય ? મને કેટલી વાર ના કહેવાય ? તેથી છેવટે ગજેંદ્રએ નક્કી કર્યું હતું કે હવે જો બા પરણવાની વાત કાઢે તો ના ના કહેવી. પણ એટલું તો કહેવું કે જાતે કન્યા પસંદ કરી હું પરણીશ.

પરણવાની બાબતમાં ગજેંદ્રના વિચાર તદ્દન વિચિત્ર હતા. એ વાત તેના કોલેજના દોસ્તદારો સારી પેઠે જાણતા હતા. ઘણીવાર તેઓ આ વિષયપર વાત કાઢી ગજેંદ્રને ચીડવતા હતા. પણ ગજેંદ્ર તો એમ જ કહેતો કે " હું તો પરણીશ તો કાળી કદરૂપી સ્ત્રીનેજ મારી વહુ તરીકે પસંદ કરીશ આજકાલની સુંદર અહંકારી છોકરીઓ તો વહુ તરીકે તદ્દન નકામી જ છે. તેઓ તો પોતાના ઠસ્સામાં ને ઠસ્સામાંજ રહી જવાની. એવી છકેલી છોકરીઓ કોઇ દિવસ પોતાના સાસુ સસરાની પરવા કરે ખરી કે ? અરે ધણીનોજ ભાવ ના પુછેને. શાસ્ત્ર પ્રમાણે ધણીના સુખ દુઃખમાં ભાગીએણ થવાને બદલે એમનું ચીત તો સદા સારાં સારાં

લુગડા ઘરેણામાંજ રહેવાનું. પોતાના રૂપનો એમને અહંકાર એટલે પોતાની સુંદરતાની મોહજાળ બધે કેમ પાથરવી તેનુંજ તેમને ભાન, ને તેટલા માટે એમને સાબુ જોઇએ, માથામાં ઘાલવાને સુગંધીદાર તેલ જોઇએ. સેંટ જોઇએ, પાઉડર જોઇએ, પહેરવાને ભભકાબંધ રેશમી સાડીઓ જોઇએ, રેશમના બુટ જોઇએ, ને પોલકા જોઇએ ને એ બધુ મારા જેવો ગરીબ ધણી બીચારો કયાંથી લાવે? તેમાં વળી ભણેલી બૈરી તો મારે જોઇએજ નહીં. એ તો વળી ધણીના અભ્યાસમાંજ માથુ મારે, તમે કેમ નાપાસ થયા? તમને કેમ ફોર્મ ના મળ્યું? કેમ તમે ભણવાનું મુકી દીધું? એ બધાની એમને પંચાત, ઘરનું કામકાજ તો એ ભણેલી શેઠાણીઓથી થાયજ નહીં, એમને તો ચાકરો જોઇએ દેવ દર્શન જવાનું ને પાઠપૂજા કરવાનું તો એમને કહેવાયજ કેમ? ઘરનું કામ ભલે એમને એમ પડી રહે, છોકરાં ભલે રઝળવળ્યા કરે પણ એ ભણેલી બૈરીઓ તો આખો દહાડો વાતોની ચોપડીઓ વાંચ્યા કરવાની, પત્તાં રમ્યા કરવાની ને ધણીને લાંબા લાંબા કાગળો લખ્યા કરવાની."

ગજેંદ્રનાં આવાં આવાં ભાષણો સાંભળી એના દોસ્તદારો એને કહેતા "ઠીક છે જોઈશું. તમારો વારો આવશે ત્યારે બતાવીશું. બોલવું તો સ્હેલ છે પણ બોલ્યા પ્રમાણે વર્તવું મુશ્કેલ છે." આથી ખીજવાઈ ગજેંદ્ર જવાબ દેતો "જો જો, બતાવીશ. બોલ્યા પ્રમાણે હું વરતું છું કે નહિં"

આજરોજે જ્યારે અતિલક્ષ્મીએ ગજેંદ્રને ખાસ

આગ્રહ કરી પરણવાનું કહ્યું ત્યારે ગજેન્દ્રએ જવાબ આપ્યો "ઠીક તું કહે છે ત્યારે મારે પરણવાની ના નથી પણ હું જાતે જોઈ કન્યા પસંદ કરૂં."

અતિલક્ષ્મી આથી ખુશ થઈ ગઇ ને બોલી ઉઠી 'ઓ, હો. એમાં તે શું ? પરણતા પહેલાં તને છોકરી બતાવીશું. મેં તારે માટે એવી સરસ કન્યા પસંદ કરી છે કે તને એ ગમ્યા વિના રહેશે જ નહિ. એના રૂપ ગુણમાં કાંઇ મણાજ નથી."

"શું એ રૂપાળી છે ?" "હા, અતિશય." "બસ, તારે મારે એ નકામી, મેં તો દૃઢ નિશ્ચય કર્યો છે કે રૂપવંતી કન્યા સાથે તો પરણવું જ નહીં. મારે તો કાળી ને કદરૂપી બૈરી જોઇએ."

અતિલક્ષ્મી તો આ સાંભળીને સડકજ થઈ ગઈ ને ગુસ્સામાં બોલી ઉઠી "તું તે કાંઇ મૂર્ખ છે કે શું ? રૂપવંતી કન્યા કોને ના ગમે ? એવી કન્યા કયાં સામી કરી મૂકી છે ? કહેને તારૂ ભાગ્ય કે ઘર પુછતી આવે છે." ગજેંદ્રનો મીજાજ હવે ગયો ને ક્રોધ કરી તે બોલી ઉઠયો "સામી નથી કરી મૂકી તો અહીંઆં કોને ગરજ છે ? આપણે તો સ્વરૂપવાન બૈરી સાથે પરણવું જ નથી. મારે મન તો કાળી કદરૂપી સ્ત્રી હજાર ગણી સારી છે." આટલું બોલી ગુસ્સામાં ને ગુસ્સામાં ગજેંદ્ર ત્યાંથી ઉઠી કપડાં પહેરી ઘરની બહાર જતો રહ્યો.

(૨)

ઉપલી વાતને બે ત્રણ મહિના થઇ ગયા પછી હરિ-ગંગા ભરુચ આવી. અતિલક્ષ્મીને મળીને તેણે વિવાહ સંબંધી વાત કાઢી, "કેમ બ્હેન, ગજેંદ્ર પરણવાની હા પાડે છે?"

"હા, હાં તો પાડે છે પણ એને કાંઈ વિચીત્ર ધુન ભરાઇ આવી છે." શેની, ધુન ભરાઇ આવી છે?" "કે પરણતા પહેલાં મારે કન્યાને જોવી, એ વાતની તો મેં હા કહી તો કહે છે મારે તો ગોરી કન્યા સાથે નથી પરણવું મારે તો કાળી જ બૈરી જોઇએ." "એનું કાંઇ કારણ." "કારણ શું? હવે તો જમાનો તરેહવાર આવ્યો છે. કોઇએ કાંઈ ભૂત ભરાવ્યું છે કે દેખાવડી છોકરીઓ ભાયડાની તેમ સાસુ સસરાની મરજી બરોબર નહિ ઉઠાવશે ને કાળી ઉઠાવશે."

"ઠીક, અતિલક્ષ્મી, મારુ તું એક કામ કરશે?"

"શું?" "તું એને લખ કે એકાદ રાત અમદાવાદ જઇ આવ. અતિ માસીએ તારે માટે મનગમતી કન્યા શોધી કાઢી છે તે તું જોઈ આવ. તને પસંદ પડે તો લખજે કે આપણે લગનનું નક્કી કરીએ. મારો ઇંદુ એનો દોસ્તદાર થાય છે એટલે મારે ઘેર આવતાં એ શરમાશે નહીં." "ઠીક, હું લખીશ, પણ તું જો એમ સમજતી હોઇશ કે તારે ઘેર આવી તારી વિમળાને જુએ કે તરત ગજેન્દ્ર એને પરણવા તૈયાર થઈ જશે તો તેમાં તારી ભૂલ છે. એનો

સ્વભાવ તો બહુજ જક્કીલો છે" "તું લખ તો ખરી, બાકીનું હું કરી લઇશ."

ઉપર મુજબ ગજેંદ્રને કાગળ લખાયો. ગજેંદ્રએ ગર્વથી એ કાગળ પોતાના મિત્ર મંડળમાં વંચાવ્યો ને બડાઇ મારવા લાગ્યો કે જુઓ મારા વચન પ્રમાણે હું વર્તું છું કે નહીં ઇંદુને ખબર આપી તરત ગજેંદ્ર અમદાવાદ ગયો. અમદાવાદમાં એનો ધાર્યા કરતાં વધારે સારો સત્કાર થયો. ઇંદુનાં ઘરને ત્રીજે માળે બેસી બને જણા કોલેજની, અભ્યાસની, પ્રોફેસરોની, પરીક્ષાઓની તેમ દેશની વાતો કરતા હતા. તેવામાં ઉપલી મેડીએ તેમને માટે ચા, પુરી, પકોડા વગેરે ખાવાનુ આવ્યું. બન્ને જણા ચા પીતા હતા તેવામાં ઓરડીની બહાર કાંઈ ખડખડાટ થતો સંભળયો. ગજેંદ્રએ પછું ફરીને જોયું તો ઘની કામ કરનારી સાથે એક ચૌદ પંદર વર્ષની કાળી ગામડીઅણ જેવી છોકરી આવેલી હતી. એ છોકરીએ જાડી ગંદી છીંદડી પહેરેલી હતી, એના વાળ હોળેલા નહોતા ને માથુ ઉઘાડું હતું. હાથે પગે રૂપાનાં જાડાં કલ્લાં પહેરેલાં હતાં. બંને જણાં ગજેંદ્ર ને ઇંદુની છેક પસે આવી ઉભાં. ગજેંદ્ર તરત સમજી ગયો કે મારે માટે પસંદ કરેલી કન્યા આ હોવી જોઇએ. ધડકતી છાતીએ પણ હિમ્મત રાખી ગજેંદ્રએ ધીમે રહી પુછ્યું "તમારૂં નામ શું ? "એ છોકરી થોડીવાર તો ગજેંદ્રના મ્હોં સામુ બાઘાની માફક જોઇજ રહી ને પછી મોટો ઘાંટો પાડી બોલી, "હેં !" ગજેંદ્રએ ફરી પુછ્યું

"તમારૂં નામ શું" આ વખતે એ છોકરીએ જવાબ દીધો "અંબા" એટલામાંતો ઈંદુએ ને કામ કરનારીએ એના સામી આંખો કાઢી કે તરતજ એ છોકરી ફરી ગઈ ને બોલી "મારૂ નામ તો વિમળા." ચાલાક ઈંદુએ સમજણ પાડી કે એનું રાશી પ્રમાણે નામ અંબા આવે છે પણ એ નામ સારૂં નહિ હોવાથી અમે એનું નામ વિમળા રાખ્યું છે." ગજેંદ્રએ મનમાં વિચાર કર્યો કે આ લોક કેવા છાલકા થઇ ગયા છે. આવું મજાનું માતાજીનું પૌરાણિક નામ છે તે એમને સારૂં લાગતું નથી ને એમને નામ બદલી વિમળા રાખ્યું, જો હું એને પરણું તો એનું નામ પાછું અંબા રાખુ. ગજેંદ્રએ ફરી એ છોકરીના સામુ જોઇ પુછ્યું "તમે ભણેલાં છો"? તે છોકરીએ જીભ બહાર કાઢી મોટો ધાંટો પાડી પુછ્યું "હેં!"

ગજેંદ્રએ ફરી પુછ્યું "તમને કાંઈ લખતાં વાંચતા આવડે છે?" તે છોકરીએ જવાબ આપ્યો "ના" આ જવાબ ગજેંદ્રને બહુજ ગમી ગયો. કન્યાશાળાની છાલકી કેળવણી લીધેલી છોકરીઓ કરતાં આવી તદન અભણ સ્ત્રી હજાર ગણી સારી. હવે હું મારા દોસ્તદારોને મારા લગનમાં બોલાવી બતાવીશ કે બોલ્યા પ્રમાણે હું ચાલું છું કે નહીં. કામ કરનારી ને તે છોકરી નીચે ગયાં. ચા પીવાઇ રહી, ખાવાનું ખવાઇ રહ્યું કે તરતજ રેશમનો ભરેલો સાળુ ને મરીનાનો પોલકો પહેરેલી વીસેક વર્ષની એક રૂપવંતી છોકરી કોપરઆસની રકાબીમાં પાનસોપારી લઈ તે ઓરડીમાં

આવી. ચાલાકીથી પાનની રકાબી ટેબલપર મુકી, ગજેંદ્રની સામુ જોઇ હસતી હસતી તે છોકરી નીચે જતી રહી. એને જોઇ ગજેંદ્રને ગુસ્સો ચડી આવ્યો ને મનમાં વિચાર કરવા લાગ્યો કે આ કેવી બેશરમ છોકરી છે. અભિમાન ને અભિમાનમાંજ એ રહી ગઇ છે. કેળવણીની આજ મોંહકણ, આના જેવીને પરણું તો હું કેટલો દુખી થાઉ!"

ગજેંદ્ર હવે વડોદરે પાછો જવા નીકળ્યો. પહેલા તો પોતાની પસંદગીથી એ બહુ ખુશ થયો પણ વળી પાછો વિચાર આવ્યો કે મારી પસંદ કરેલી સ્ત્રી આટલી બધી કાળી ના હોત તો ચાલત. આ તો ઘણીજ કાળી ને કદરૂપી છે. પણ વડોદરે પહોંચતાંજ એના મિત્રો એને વીંટળાઇ વળ્યા ને પુછવા લાગ્યા. 'કેમ ગજેંદ્ર, કન્યા જોઈ આવ્યા? તમારા વિચાર પ્રમાણે એ કાળી છે ને? ભણેલી તો નથી ને? જો જો ભણેલી ના નીકળે." મિત્રોની વાત સાંભળતાં પોતાનું ધાર્યું કરવાનો મમત પાછો ભરાઇ આવ્યો ને તે હુંપદમાં બોલી ઉઠયો "હા, મારા વિચાર પ્રમાણે જ તે કાળી છે, કેળવણીની દુર્ગંધ એનામાં બીલકુલ આવી જ નથી." મમતમાં ને મમતમાં પોતાની માના ઉપર કાગળ લખી દીધો કે અતિ માશીએ બતાવેલી કન્યા મને પસંદ છે માટે જ્યારે મરજી પડે ત્યારે લગ્ન લેજે.

(૩)

ગજેંદ્રના લગ્નનો દિવસ નજદીક આવવા લાગ્યો, ગજેંદ્રના મિત્રો એના લગ્નમાં જવાને એકપગ થઇ રહ્યા હતા.

લગ્નનો દિવસ જેમ પાસે આવતો ગયો તેમ પોતાની મનઃપસંદ કન્યા મળવા માટે ખુશ થવાને બદલે ગજેંદ્ર વધારે ઉદાસ માલમ પડવા લાગ્યો, એના મોં ઉપરનું તેજ ઉતરી ગયું ને એ તદ્દન ફીક્કો પડી ગયો. રાત્રે સુતી વખત રોજ અંબાની આકૃતી એની નજર આગળ ખડી થઇ જાય ને બીચારાને આખી રાત ઉંઘ ના આવે, વળી પાછો એને વિચાર થઇ આવ્યો કે આવી કાળી સ્ત્રી સાથે કેમ પરણાય?

લગ્નનો દિવસ પાસે આવતો ગયો તેમ ગજેંદ્રને ખાવાનું પણ ભાવે નહીં. કોલેજમાં જવાનું પણ એણે મુકી દીધું ને આખો દિવસ તે ઉદાસીમાં ને ઉદાસીમાં પડી રહેતો હતો. કોઇ કોઇવાર તો એને વિચાર થઈ આવતો કે ઘેર માના ઉપર કાગળ લખી આ લગ્ન બંધ રખાવું. પણ વળી પાછો પોતાનું ધાર્યું કરવાનો અમત થઈ આવતો. આમ કાગળ લખી લગ્ન બંધ રખાવું તો મિત્ર મંડળમાં મારી હાંસી થશે એવી બીકથી કાગળ લખ્યો નહિ. હવે જે થાય તે ખરૂં. પ્રભુ જે કરે છે તે સારાને જ માટે એવો આર્ય સિદ્ધાંત ગ્રહણ કરી ગજેંદ્ર પરણવા ગયો.

× × ×

ગજેંદ્રનાં લગ્ન થઇ ગયાં. વિમળા સાસરે આવી. એકાંતમાં પોતાની મેડીમાં વિમળાને જોતાં ગજેંદ્ર તો આભો જ બની ગયો. કાળી કદરૂપી રાભા જેવી અંબાને બદલે ગજેંદ્રએ તો અતિ સ્વરૂપવાન રંભા જેવી સ્ત્રી જોઇ. તે બોલી ઉઠ્યો "તારી બાએ મારી સાથે દગો કેમ કર્યો?"

"તમે એમ કહ્યું હતું ને કે હું સ્વરૂપવાન છું તેથી તમે મારી સાથે નહિ પરણો. એટલે મારી બાને આવી યુક્તિ કરવી પડી. પણ હવે તો હું તમને પસંદ પડું છું ને ?" "પણ ત્યારે મને બતાવી તે છોકરી કોણ હતી ?" "એ તો અમારી પોળને નાકે રહેનાર શીવા ઘાંચીની છોડી અંબા હતી." વિમળાએ હસતાં હસતાં પુછ્યું "તમને એ ગમે છે કે હું ગમું છું ?"

× × ×

હવે એવો વખત આવ્યો કે જે ગજેંદ્રને ભણેલી સ્ત્રી ઉપર તિરસ્કાર હતો ને જે સ્ત્રી પતિના ઉપર કાગળો લખ્યા કરે તે સ્ત્રીના ઉપર જેને ધિક્કાર હતો તે જ ગજેંદ્ર સવારનો પહોર થાય કે વાંચવા લખવાનું કોરે મૂકી છજામાં ટપાલવાળાની રાહ જોતો જોતો વિમળાના કાગળની આશાએ ઉભો રહે. આ દેખાવ જોઇ તેના મિત્રો ગજેંદ્રને હમ્મેશાં ચીડવતા કે "કેમ ગજેંદ્ર **વચન પળાયું કે ?**



# ×કુસુમનું પુનર્જીવન.

ઉંડા વિચારમાં ગરક થઇને કુસુમ પોતાના નવા ઘરમાં બેઠી હતી. એને પરણે ૭ માસ વીતી ગયા હતા પણ હજી તાજી લગ્નાવસ્થાના કાલ્પનિક સુખોનો ને પ્રેમ—આનંદનો અનુભવ એને થયો નહોતો. આથી એને બહુજ લાગતું હતું. એના મા બાપ ઘણા કેળવાયેલા ને સંસ્કારી હતા. કુસુમ એમની એકની એક દીકરી હતી, તેથી તેમણે એને અતિશય લાડથી ઉછેરી હતી અને હાલની ઢબ મુજબ ઉંચા પ્રકારની કેળવણી આપી તેને સંસ્કારી બનાવવા તથા તેના ઉચ્ચ અભિલાષોને પોષવા તેઓએ કાંઇ પણ બાકી રાખ્યું નહોતું. પોતાના પ્રેમાળ માતા પિતાએ એને માટે બાંધેલી મોટી મોટી આશાઓને કુસુમે પણ ફળીભૂત કરી આપી હતી. વીસ વર્ષની ઉમ્મરે કુસુમ અત્યંત સ્વરૂપવાન સંસ્કારી તેમ રસિક મુગ્ધા બની રહી હતી.

---

× The Indian Ladies' Magazine માં કનૈયાલાલ મુનશીની લખેલી Reclaimation નામની અંગ્રેજી વાર્તાનો અનુવાદ. સને ૧૯૧૧ ના ડીસેંબર માસના "ભારત મિત્ર."ના કોરોનેશનના ખાસ અંકમાં પ્રગટ થયેલી.

ઉમ્મરનો, સાદો, સરળ, ગંભીર ને અરસિક પતિ કલ્પોની કલ્પનાઓમાં મસ્ત બનેલું કુસુમ જેવી વીસ વર્ષની સુંદરીનું રસિક હૃદય કેવી રીતે આકર્ષિ શકે? પણ હવે તો એ પતિ નભાવી લીધા શાવાય કુસુમનો છૂટકોજ નહોતો. એના જેવી તીવ્ર લાગણીવાળી બાળાને આથી બહુજ દુઃખ થતુ. લગ્નના અનુપમ સુખોના એના સર્વ સ્વપ્ના નષ્ટ થઇ ગયા, એના મનના સર્વ મનોરથો મરી ગયા. જીવનમાં હવે એને કોઇ પણ પ્રકારનો આનંદ કે રસ રહ્યો નહી.

આ અરસામાં એનો બાળપણનો સોબતી-એના પિતાના મિત્રનો છોકરો, ચિંતામણી-વિલાયતથી પાછો આવ્યો. એના આવ્યાથી કુસુમની માનસિક શાંતિમાં ભંગ પડ્યો. કુસુમના પિતાએ ચિંતામણીના માનમાં એક મેળાવડો કર્યો હતો. આ મેળાવડામાં કુસુમ ને તેનો પતિ બંને ચિંતામણીને મળયા. ચિંતામણી વિલાયતથી બેરીસ્ટર થઇને આવ્યો હતો. શારીરિક સુંદરતામાં, પહેરવેશમાં, બોલવે ચાલવે, તેમ રીત ભાતમાં તે હરેક રીતે મોહક હતો. ચિંતામણીએ આ મેળાવડામાં એકદમ કુસુમને ઓળખી અને વિલાયતની રૂઢી મુજબ તેની છેક નજદીક જઇ મ્હો મલકાવી કહ્યું 'કુસુમ' ત્રણ વર્ષમાં તો તું બહુજ મોટી થઇ ગઇ. તારી કાંતી પણ ફરી ગઇ લાગે છે. રૂપમાં તું અપ્સરાને પણ લજવે એમ છે." આ મેળાવડા પછી કુસુમની નજર આગળ ચિંતામણીની મૂર્તિ

નિરંતર ખડી થવા લાગી ને તેનું હૃદય દ્રવવા લાગ્યું. એક તરફથી હિંદુ સંસ્કારથી મળેલી પવિત્રતા અને પતિવ્રતપણું અને બીજી તરફથી ચિંતામણીની મનોહર મૂર્તિ અને તેથી ઉત્પન્ન થતા વિકારો એ બે વચ્ચે હવે કુસુમના હૃદયમાં નિરંતર તુમુલ યુદ્ધ ચાલી રહ્યું. આવી બંને બાજુની બળવાન લાગણીઓથી પીડાતી કુસુમ પોતાની મેડીમા વિચારમાં ગરક થઇને બેઠી હતી તેવામાં તેના પતિએ ઓચીંતાં કુસુમની મેડીમાં પગ મેલ્યો ને ગંભીર સ્વરે તેને કહ્યું "કુસુમ, હું આજે ચિંતામણીને મળ્યો હતો. તમે બંને જૂના મિત્રો છો તેથી એની સોબતથી તારો બપોરનો વખત આનંદમાં જશે એમ ધારી મ્હે એને આપણે ઘેર આવવાનું આમંત્રણ આપ્યું છે, અને કાલે બપોરે તે આપણે ત્યાં આવશે" આ સાંભળીનેજ કુસુમ કંપવા લાગી. ચિંતામણીને મળવાની તેને બીલકુલ ઇચ્છા નહોતી. ભૂતકાળમાં જીંદગીના સુખોને માટે બાંધેલી અનેક આશાઓ એને જોતા તાજી થશે અને તેની અત્યારની નિરાશામાં વધારો કરશે. પણ કુસુમથી કઇ પણ બોલી શકાયુંજ નહી અને એનો પતિ એના મનની લાગણીઓથી તદ્દન અજ્ઞાનજ રહ્યો.

૨

ચિંતામણી હવે કુસુમનો નિત્યનો મેમાન થઇ પડ્યો. સાંજના જ્યારે ધંધાને અર્થે ડાકટરને બહાર જવાનુ થતું ત્યારે ચિંતામણીનુ કુસુમને મળવા આવવાનુ થતું. પિઆ

વિધ પ્રકારની વાતચીત કરીને તે કુસુમનું મન રંજન કરતો. ચિંતામણીના નિત્ય સમાગમથી કુસુમમાં ધીમે ધીમે અદ્ભુત ફેરફાર થવા લાગ્યો. તેનો રોજ ઉદાસ રહેતો ચેહેરો હવે પ્રફુલ્લ જણાવવા લાગ્યો. તેના રસહીન જીવનમાં હવે નવીન ઉત્સાહ માલમ પડવા લાગ્યો. ડો. શીવપ્રસાદની ચંચળ દષ્ટિએ આ ફેરફાર તરતજ જોઇ લીધો અને તેનુ કારણ શોધતા એ ચતુર પુરૂષને બીલકુલ વાર લાગી નહી. આ અદ્ભુત બનાવથી ડો. શીવપ્રસાદને ક્રોધ ન થતાં ગ્લાની થઇ. કુસુમ જેવી રસિક ને હસમુખી છોકરી સાથે આટલી મોટી ઉમ્મરે લગ્ન કરી તેના સર્વ સુખો નાશ કરવા માટે પોતાની જાતને તે અપરાધી સમજવા લાગ્યો ને તેને માટે તેને હવે ખરેખરો પસ્તાવો થયો.

કુસુમનું ચિત પણ આકુળ વ્યાકુળ થઇ ગયું. સુખની તેની સર્વ ભાવનાઓ નષ્ટ થઇ ગઇ હતી તોપણ હિંદુ સ્ત્રીઓને છાજતો સ્વાર્થ ત્યાગ કરી નવા સંજોગોને અનુકૂળ થવા એણે ઘણા પ્રયત્નો કર્યા હતા. પતિનાપર પ્રેમ કરવા તેણે અનેક વાર ઇચ્છા કરી હતી, પણ એ બીચારી એના દરેક પ્રયાસમાં નિષ્ફળ નીવડી હતી એવામાં અણધાર્યું આ ચિંતામણી રૂપી સાલ વચ્ચે નડયું. એની સુંદર ને મોહક મૂર્તિથી દુર નાસવા એણે ઘણાંએ ફાંફાં માર્યા પણ દિન પર દિન તેના તરફ એ વધારે ને વધારે ખેંચાવવા લાગી. અવિચારી છેલછટાકીઆ ચિંતામણીને પણ કુસુમનો ખરેખરો મોહ લાગ્યો. સાંજની વખતે ડાકટરને

બબ્બે ચચ્ચાર કલાક બહાર રહેવું પડતુ તેથી બંનેને આ નિરંકુશ ને હાનિકારક પરીચય વધારવાનો લાગ પણ ઠીક મળવા લાગ્યો.

એક દિવસે કુસુમ ને ચિંતામણી વાતોમાં મશગુલ થયા હતા તેવામાં અનાયાસે બેરીસ્ટરના લગ્ન સંબંધી વાત નીકળી ચિંતામણી બોલી ઉઠયો "જે સ્ત્રી ઉપર મને પ્રેમ ઉપજતો નથી તે સ્ત્રી સાથે હું કદી પણ લગ્ન કરીશ નહીં. એક અજ્ઞાન, અભણ ને રાબા જેવી છોકરીની ઝુંસરી વળગાડી નિરંતર દુઃખી થવુ તેના કરતાં આખી જીંદગી કુંવારા રહેવાનું હું વધારે પસંદ કરૂ છું" કુસુમે જવાબ દીધો "એ તો બધુ મોંહયેં કહેવાનુસ્તો, આખી જીંદગી સુધી કાંઇ કુંવારા રહેવાશે ?" ચિંતામણીએ જવાબ આપ્યો "કેમ ના રહેવાય ? મારા લાયક સારી ભણેલી ગણેલી ને રસિક કન્યા ના મળે ત્યાં સુધી જરૂર હું કુંવારોજ રહીશ. ગમે તે સ્ત્રી સાથે લગ્ન કરવા એ મને તો મારા પ્રાણની આહુતી આપ્યા સરખુ લાગશે. એવી આહુતી આપવા હું તૈયાર નથી." આ શબ્દો સાંભળતાંજ કુસુમના સુંદર ગાલ ઉપર લાલાશ તરી આવી. ઉંડો નિશ્વાસ નાખી તે બોલી "આપણા સંસારમાં આવી આહુતીઓની કયાં નવાઇ છે ?"

શીવપ્રસાદ ડોકટર સાથે લગ્ન થયાથી તે સુખી નથી ને તેનું જીવન નિરાશા ભરેલુ છે એવું દર્શાવનારા ઉદ્દગારો ચિંતામણીની સમક્ષ કુસુમે આ પહેલીજવાર

કાઢયા હતા. પોતાના લગ્નથી કુસુમ ને અસંતોષ છે એવા કાંઇ ચિહ્નની ચિંતામણીને તો જરૂરજ હતી. કારણ કે કુસુમ પ્રત્યેનો પોતાનો અપવિત્ર પ્રેમ દર્શાવવા તે તલપાપડ થઈ રહેલો હતો. હવે તેનાથી એના મનોવિકારના વેગને દાબી શકાયો નહીં. તરતજ તે પોતાની જગ્યાએથી ઉઠયો ને કુસુમની છેક નજદીક જઈ તે બોલ્યો "કુસુમ, લગ્ન કર્યા શીવાય દુર રહે રહે હું મારા અંતરની દેવીની સેવા કર્યા કરીશ." આટલુ બોલી તેણે એકી ટશે કુસુમના મોં સામુ જોયાજ કર્યું. ચિંતામણીના મનના વિકારો સમજતા કુસુમને બીલકુલ વાર લાગી નહીં. તે બીચારીએ ફરીથી એક વાર ઉંડો નિશ્વાસ નાંખ્યો. પોતાના મનના ઉભરાઓ દાબી દેવા તેણે ઘણા પ્રયત્નો કર્યા હતા પણ હવે તે એને વશ રહ્યા નહી. ધ્રૂજતે ધ્રૂજતે તે બોલી, "કુંવારા રહેવાની તમારી ગમે તેવી મરજી હશે પણ તમારા માબાપ તમને એમ કરવા દેશે નહી" ચિંતામણી બોલી ઉઠ્યો." મા બાપ ! મારા સંસારમાં વચ્ચે પડવાનુ એમને શું પ્રયોજન છે ?" ફરી એકવાર કુસુમે નીસાસો નાંખ્યો ને તે બોલી, "આપણા સંસારમાં વચ્ચે પડવાનો તેઓ તો ધંધોજ લઇને બેઠેલા હોય છે અને તેમના દોઢ ડહાપણને લીધેજ આપણા સાંસારિક સુખોમાં ધુળ મળી જાય છે." અત્યંત આવેશમાં આવી ગયાથી કુસુમથી આમ બોલી જવાયું. પણ તરતજ એને ક્ષોભ થયો. બેબાકળી બની જઈ તે આમ તેમ જોવા લાગી. એના મનમાં એમ થઈ આવ્યું કે આવા શબ્દો

હું ના બોલી હોત તો કેવું સારૂ થાત" ચિંતામણીને તો આટલું બસ હતું. તેણે એકદમ કુસુમનો હાથ ઝાલ્યો ને બોલ્યો, "કુસુમ, તારા અંતકરણની વેદના હું સમજો છું. તારૂ દુખ મારાથી સહન થઈ શકતુ નથી. તારો સુંદર ને લાલ ચોળ ચહેરો કેવો કરમાઈ ગયો છે! તારૂં આ નિસ્તેજ મુખ જોતા મને તો કાંઇ કાંઇ થઇ આવે છે. વ્હાલી કુસુમ, મારી કનેથી તારો હાથ શા માટે ખેંચી લે છે? તું જાણે છે કે હું તને ખરા અંતઃકરણથી ચાહું છું. મારો પ્રમ દર્શાવવાને મારી પાસે શબ્દો પણ નથી." આ શબ્દો સાંભળતાંજ કુસુમનું આખું શરીર થરથર ધ્રૂજવા લાગ્યું. ગાભરી બની જઇ ચિંતામણીના પંજામંથી પોતાનો હાથ જોસભર ખેંચી લઇ તે બોલી ઉઠી 'નહી ચિંતામણી, નહી–' ચિંતામણીથી હવે વધુ વખત સુધી પોતાના મનો-વિકારો દાબી શકાયા નહી. તેણે બળાત્કારે કુસુમનો હાથ પકડયો ને બોલ્યો, "કુસુમ, પરમેશ્વરની ખાતર આ બધો ઢોંગ મુકી દે, આપણે આપણો પ્રેમ બહુ વખત સુધી દાબી રાખ્યો છે. મારી વ્હાલી કુસુમ, મને ખબર છે કે તારો મારા પર પ્રેમ છે." આટલુ બોલી બળાત્કારે તેણે કુસુમને પોતાના તરફ ખેંચી, ને તેને બાથમાં લઇ તેના ગાલ ઉપર પાંચ સાત ચુંબનો કરી દીધા. તેમના આ ગભરાટમાં ઉધાડા બારણા અગાડી થઇને સડસડાટ પસાર થઇ ગયેલી એક આકૃતિ બેમાંથી કોઇના પણ જોવામાં આવી નહીં. ચિંતામણીના આ કૃત્યથી કુસુમ તો ત્રાસજ પામી ગઈ. પોતાની ગયેલી

પ્રતિષ્ઠા પાછી મેળવવાનો ભાગ્યો તુટયો પ્રયત્ન કરતાં તે બોલી "ચિંતામણી, તુ આ શું કરે છે? તું બહુજ અવિવેકી છે, તને ભાન નથી કે હું સ્ત્રી છું ને પારકાની પરણીત સ્ત્રી છું, ચાલ ખસીજા અહીથી આઘો." શીકારીના હાથમાં સપડાયલા પક્ષીના જેવી અત્યારે કુસુમની સ્થિતિ થઇ પડી. બહાર નોકરો સાથે બોલતા ડાકટરનો સ્વર હવે સ્પષ્ટ રીતે બંનેને કાને પડયો. બંને ગભરાયલા ગભરાયલા ઓરડીની બહાર નીકળ્યા.

૩

હવે પછીથી ડાકટરના વર્તનમાં મોટો ફેરફાર સર્વનાં જોવામાં આવ્યો. દરદીઓ સાથે તેમ માણસ ચાકર સાથે જે ડોકટર પહેલા બહુજ સભ્ય ને વિવેકી હતા તે હવે દિનપર દિન વધારે ને વધારે ક્રોધી ને ચીઢીઆ થઇ ગયા. આથી ઉલટુ પોતાની પત્ની સાથેના પોતાના વર્તનમાં તે વધારે માયાળુ ને હેતાળ થવા લાગ્યા. શહેરમાં પ્લેગ સખત ફાટી નીકળ્યો હતો તેથી ડાકટર પોતાના ધંધામાંથી ભાગ્યેજ ફારગ થતા તેથી હવે તેમને ઘેર રહેવાનું નહીજ જેવું થતું.

તે દિવસની ચિંતામણીની આવી અમર્યાદાશાળ વર્તણુંક પછી કુસુમ હવે તેની સાથે એકાંતમાં મળતાં આચકો ખાતી હતી. આથી કરીને ડોકટર જયારે ઘરની બહાર જાય કે તરતજ કુસુમ પણ પોતાના બાપને ઘેર જતી રહેતી ને છેક

રાત્રે પોતાને ઘેર પાછી આવતી. પણ હવે કુસુમનુ મન બહુજ અસ્થીર થઇ ગયું. તેના હૃદયમાં અનેક જાતના તર્ક વિતર્કો થવા લાગ્યા. પોતાના પતિના ઉત્તમ ગુણો, પતિનો તેના પરનો અનહદ પ્રેમ, વળી બીજી તરફથી છેલ બટુકીઆ ચિંતામણીની મોહક મૂર્તિ, તેની તે દિવસની અણઘટતી ચાલચલકત વગેરે બનાવો તેની નજર આગળ રોજ તરી આવતાં. તેનુ મગજ હવે ખરેખરૂ ચગડોળે ચઢ્યું. તે અતિશય બેચેન રહેવા લાગી. રાત્રે તેને ઉંઘ પણ બીલકુલ ના આવે. આ બધી ચિંત ને લીધે એક દિવસ તો તેને તાવ ચઢી આવ્યો. નિત્ય કરતાં તે દિવસે ડોક્ટર ઘેર વ્હેલા આવ્યા. કુસુમની તબીયત સારી નથી એમ જાણી એકદમ ડોકટર એની ઓરડીમાં ગયા ને તેના કોચ-પર બેસી અત્યંત પ્રેમથી તેને કપાળે હાથ ફેરવી એની તબીયતની હકીકત પુછી. કુસુમનાપર અત્યારે ડોકટરને ખરેખરો પ્રેમનો ઉમળકો થઇ આવ્યો હતો ને તેને છાંતી સરસી ચાંપી તેને ચુંબન કરવાનું ડોકટરને મન થઇ આવ્યું. પરન્તુ તરતજ એમને વિચાર સ્ફુરી આવ્યો કે કુસુમ હવે મારી રહી નથી તેથી મને એમ કરવાનો અધિકાર નથી. બંન્ને જણુ વાતપર ચઢયા. શહેરમાં ખુબ જોસથી પ્રસરી રહેલી મરકી સંબંધી વાત નીકળી. ભયંકર રોગ, ને લોકોના દુખો વિશે ડોકટરને અત્યંત દયા ને ખરો ભાવથી વાત કરતાં જોઈ કુસુમનુ હૃદય પીગળ્યું. પોતાના પતિની મહત્તા ને વિશાળ હૃદયનું પહેલીજવાર તેને ભાન થયું. પતિપર જીંદગીમાં પહેલીજવાર તેને પ્રેમ થઇ આવ્યો. તે બોલી,

' વ્હાલા, આવા મરકીવાળા ઘરોમાં ને મોહલ્લામાં તમો શું કામ જતા હશો ? આથી તમારી જીંદગીને જોખમ છે એમ તમને થતું નથી ?" ડોકટરે ગંભીર સ્વરે જવાબ દીધો, "અમને ડોકટરોને આવો ભય રાખવો ના પાલવે. લોકોના દુખો ઓછા કરવા એ અમારો ધર્મ છે, અમારી પોતાની જીંદગીને જોખમમાં નાંખીને પણ એ ધર્મ અમારે બજાવવો જોઇએ. ના બજાવીએ તો અમે ઇશ્વરના અપરાધી ઠરીએ," કુસુમ બોલી, "પણ તમારી પોતાની જીંદગીનું રક્ષણ કરવું એ શું તમારો ધર્મ નથી ?" ઉંડો નિશ્વાસ નાંખી ડોકટરે જવાબ દીધો, "કુસુમ, આપણી પોતાની જીંદગી સંબંધના મારા વિચારો તને કાંઇક વીચીત્ર લાગશે. મારી પોતાની જીંદગીની મને બીલકુલ કિમ્મત નથી. મનુષ્ય જાતની સેવા કરવાનેજ પ્રભુએ આપણને આપણી જીંદગી આપી છે, તે જીંદગીની કીમ્મત મનુષ્ય સેવાથીજ અંકાય છે. વળી મારે જીંદગીમાં શું સુખ છે ? કર્તવ્ય બજાવતા મોત આવતું હોય તો હું આજે મરવાને તૈયાર છું," ડોકટરના બોલવાનો ભાવાર્થ કુસુમ તરતજ સમજી ગઈ. આ કારી ઘા તેનાથી સહન થઈ શકયો નહીં. તે એકદમ ચોધાર આંસુએ રોઈ પડી. ડોકટરથી તેને રડતી જોઇ શકાઇ નહીં. તે બોલી ઉઠયો "કુસુમ, મારી આંખની કીકી, તને શું દુખ થાય છે ? તું આટલું બધું રડે છે શા માટે ?" ડોકટરે તેનો હાથ ઝાલ્યો તો તે અગ્ની જેવો માલમ પડયો. આ જોતાંજ ડોકટર ગભરાઈ ગયા ને બોલ્યા "કુસુમ, તને અતિશય તાવ ચઢયો છે, તું

શાંત થા, ને સુઈ જા. તારે માટે હમણાં હું દવા બનાવી લાવું છું." આટલું બોલી ડો. શીવપ્રસાદ નીચે દવાખાનામાં કુસુમને માટે દવા તૈયાર કરવા ગયા. નીચે આવતાં જ ડોકટરની નજરે ચિંતામણી પડયો. આજે તે ભભકાબંધ કપડાં પહેરી બહારની ટાપટીપમાં કાંઇ પણ મણા રાખ્યા વીના કુસુમને મળવા આવ્યો હતો. કુસુમ જાણે પોતાની માલકીની ના હોય તેવી રીતે શરમ વગરનો થઈ, ચિંતામણીએ ડોકટરને પુછ્યું "કેમ, કુસુમ ઘરમાં છે કે? ડોકટર શીવપ્રસાદે જવાબ દીધો "હા, ઉપર છે, એને સખત તાવ આવ્યો છે ને મને લાગે છે કે તે પ્લેગનો તાવ છે." આ સાંભળી ચિંતામણીએ ગભરાઇ ગયાનો ડોળ કર્યો ને બોલ્યો, "હેં, શું કહો છો! કુસુમને પ્લેગ થયો છે!" ડોકટરે જવાબ દીધો "હા, પ્લેગ થયો છે. તમારી એને જોવાની ઇચ્છા હોય તો ઉપર જાઓ. તમને જોઇ એ બીચારીને મંદવાડમાં કાંઇ શાંતિ મળશે. હું થોડીવારમાં એને માટે દવા તૈયાર કરી ઉપર આવું છું." સ્વાર્થી ચિંતામણી બોલી ઉઠયો, "ના, ના, એ માંદી છે તો નાહક મારે ત્યાં જવાનું પ્રયોજન શુ? મંદવાડમાં તો એકાંત હોય તો વધારે સારૂં." રખેને પ્લેગવાળી હવા એના મોંમાં પેશી જશે એવી બીકથી એક પળ વાર પણ ત્યાં થોભ્યા વગર, કુસુમની સ્થિતિની લગાર પણ ખબર કાઢયા શીવાય ચિંતામણી તરતજ ત્યાંથી પોતાને ઘેર પલાયન કરી ગયો.

કુસુમને ભયંકર પ્લેગ થયો હતો. આખો દિવસ તે બેભાન પડી રહેતી. કોઇ કોઈ વખતે તેને સનેપાત થઈ

આવતો ને તેના જોરમાં તે ઉભી થઈ આમ તેમ નાસતી હતી ને પુષ્કળ લવારો કરતી હતી. ઘરમાં પ્લેગ થયો જાણી એક જૂના નીમકહલાલ માણસ શીવાય ઘરના બધા માણસ નોકરો પ્લેગવાળા ઘરમાંથી રજા લઈ જતા રહ્યા. કુસુમની મા દિવસમાં એક બે વાર કુસુમની ખબર કાઢવા આવતી. થોડો વખત દુર બેસી કુસુમની ખબર જોઈ તે ઘેર જતી રહેતી. ચિંતામણીને તો પ્લેગના ચેપની એટલી બધી બીક લાગતી હતી કે શીવપ્રસાદ ડોકટરના ઘેરથી સો વાર છેટે પણ એ પગ મુકતો નહી, પણ વીલાયતના રીવાજ મુજબ કુસુમની ખબર મંગાવવાનો ટપાલમાં કાગળ લખી મોકલતો ને કોઈ કોઈ વાર પોતાનો કાર્ડ મોકલાવતો આવી ભયંકર મંદવાડમાં પ્લેગનો બીલકુલ પણ ભય રાખ્યા વીના ડોકટર શીવપ્રસાદ એકલોજ રાત દિવસ કુસુમની પથારી પાસે બેસી તેની ચાકરી કર્યા કરતો હતો, ડોકટરનું, નર્સનું, રસોઇઆનું, ચાકરનું સર્વ કામ એને એકલાને માથે આવી પડયા હતાં. પરંતુ બીલકુલ પણ ડગ્યા વીના દ્રઢ સંકલ્પ રાખી સર્વ કાર્યો વીર પુરૂષની માફક તે કર્યો જતો હતો. આ સમયે તે કુસુમની બેદરકારી તેમ તેની વ્હેમ પડે એવી ચાલચલકત સર્વ ભુલી ગયો ને એક પ્રેમાળ પ્રીતમની માફક પોતાની પ્રિયાની સેવામાં તે રાત દિવસ નિમગ્ન થઈ રહ્યો.

આટલી બધી નિસ્વાર્થી સેવાનુ ફળ છેવટે પ્રભુએ તેને આપ્યું. કુસુમને માટે રખાતી ધાસ્તીનો સમય હવે

વીતી ગયો, સનેપાત મટી ગયો ને તેને ભાન આવ્યું. ભાનમાં આવતાંજ એની પ્રથમ દૃષ્ટિ ડોકટરના માયાળુ ને હેતાળ ચહેરા પર પડી. આ જોતાંજ તેની સ્વામી ભક્તિ ઉછળી આવી. પતિનો હાથ ઝાલવાની તેની ઈચ્છા થઈ આવી પણ એટલુ કરવા જેટલી પણ એનામાં શક્તિ રહી નહોતી. બીજે દિવસે જ્યારે ડોકટરે તેને પીવાને માટે દવા આપી ત્યારે તેણે ડોકટરનો હાથ ઝાલ્યો ને પોતાના ફિક્કા તથા ફીકા હોઠપર મુકયો. આ જોતાંજ ડોકટરના મ્હોંપર લોહી ચઢી આવ્યું. સ્વભાવે ડોકટર ગમે તેવા ધૈર્યવાન તથા માયાળુ હતા તો પણ અંતરની લાગણી વગરના પ્રેમના આવા ઉપલકીઆ બહારના ચિહ્નો તેમને બીલકુલ પસંદ નહોતા. તેથી ઝડપથી તેમણે પોતાનો હાથ પાછો ખેંચી લીધો. પરંતુ આથી કરીને કુસુમ પ્રત્યેનું તેમનું હેત બીલકુલ પણ કમી થયું નહોતું. પહેલાની માફક અત્યંત ઉત્સાહથી ડોકટરે તેની બરદાસ કરવાની જારી રાખી.

ડાકટરની અત્યંત લાગણીવાળી, તેમ સ્વાભાવિક વાતચીતથી કુસુમના મનની ઘણા દિવસની બેચેની ને અશાંતિ ધીમે ધીમે કમી થવા લાગી. દંભી ને વિલાસી ચિંતામણી કરતાં ડાકટર તદન જુદીજ પ્રકૃતીના હતા. ચિંતામણીની વાતચીતમાં અહંતા શીવાય બીજુ કાંઇ ભાગ્યે જ સાંભળવામાં આવતું હતું, જ્યારે ડાકટરની વાત ચીતમાં " હું " શબ્દજ જવલેજ માલમ પડતો. કુસુમને હવે ડાકટરની સાદી ને સરળ વાતચીતમાં વધારે ને વધારે રસ પડવા લગ્યો.

આ બે મહીના કુસુમ બીજા કોઇના સહવાસમાં આવી નહોતી તેથી ડાક્ટરના ગુણો સબંધી તેનાપર નવોજ પ્રકાશ પડવા લાગયો. તેના સંબંધમાં કુસુમના વિચારો પણ હવે ફરવા લાગ્યા. હવે કુસુમને સમજ પડવા લાગી કે મિથ્યાભિમાની ને કપટી ચિંતામણી કરતાં પોતાનો સાદો ને સરળ પતિ હજાર ગણો શ્રેષ્ઠ છે.'

૪

પરંતુ કુસુમના હૃદયમાં થયેલા આ ફેરફારોની ખબર ડોકટરને બીલકુલ પડી શકી નહીં એતો હજી પોતાની જાતને મહાન અપરાધીજ સમજતા હતા. " કુસુમ જેવી સુંદર ને રસિક કન્યા સાથે આટલીબધી મોટી વયે લગ્ન કરી એ બીચારીનો ભવ મ્હેં બગાડયો છે, તેના સુખોમાં ધુળ મેળવી છે ને એક મહાન્ સાંસારિક પાપ કર્યું છે.' આવા આવાજ વિચારો ડોકટરને નિરંતર આવ્યા કરતા હતા. આ મહાન પાપનું કાંઇક પ્રાયશ્ચિત કરવાના ઉદ્દેશથી જ તેમણે મંદવાડમાં કુસુમની આટલી બધી બરદાશ કરી હતી.

કુસુમને મટી ગયું કે આપણા ફાંકડા વિલાયતી બેરીસ્ટર સાહેબે તેની મુલાકાતે આવવાનું શરૂ કર્યું. ચિંતામણીનું આવવાનું જેમ વધવા માંડ્યું તેમ ડોકટરનું ઘેર રહેવાનું ઘટવા માંડયું. કુસુમ તરતજ સમજી ગઇ કે મારા પતિ જાણી જોઇને ઘરની બહાર જતા રહે છે અને આથી એના હૃદયને ખરેખરો ધ્રાસકો પડયો. પરંતુ

પોતાનું હૃદય પતિ આગળ ખુલ્લુ કરી દેવાની તેમ પોતના મનના સર્વ વિચારો પતિને જણાવી દેવાની તેની હિમ્મત ચાલી નહી. ચિંતામણી તો પહેલાના કરતાં પણ વિશેષ આસક્તિથી કુસુમ તરફ પ્રેમ કરવા લાગ્યો. કોઈ કોઇ વાર તો ડો. શીવપ્રસાદની સમક્ષ પણ આપણી હિંદુ રૂઢી વિરૂદ્ધ કુસુમ સાથે તે અણઘટતી છુટ લેવા લાગ્યો. આ સર્વ કારણોથી કુસુમ હવે ચિંતામણીથી છેકજ કંટાળી ગઇ હતી ને ધીમે ધીમે હવે તેને ચિંતામણી પર તિરસ્કાર પણ આવવા લાગ્યો.

એવામાં એક દિવસે બંને એકલા બેઠા હતા તે વખતે બેરીસ્ટર સાહેબે કુસુમના મંદવાડની વાત કાઢી. કુસુમ પાછલુ બધુ ભુલી જવા મથતી હતી ત્યારે ચિંતા-મણી ફરી ફરી પાછલી વાત કાઢતો હતો. તે બોલ્યો "કુસુમ, તું ખરેખર નવે અવતારે આવી, તને કાંઇ થયુ હોત તો મારૂ શું થાત? હું ખરેખરો દુઃખી થાત અને આ દુનીઆમાં મારૂ કોઇ પણ રહેત નહી" આ શબ્દો સાંભળી કુસુમે ચમકીને ચિંતામણી તરફ તિરસ્કારની દૃષ્ટિ નાખી પરંતુ ચિંતામણીએ આગળ ચલાવવાજ માંડયુ. "કુસુમ તારા વગર મારૂં આખુ જીવન શુષ્ક થઈ જાત કારણ કે આ દુનીઆમાં પ્રેમ શીવાય બીજુ કાંઈ નથી."

આટલું બોલી ચિંતામણીએ કુસુમનો નબળો પડી ગયેલો હાથ પકડયો. આ હાથ પાછો ખેંચી લેવાનો કુસુમે પ્રયત્ન કર્યો પણ તેનામાં એટલી પણ શક્તિ આવી

નહોતી. અતીશય શ્રમથી કુસુમ બોલી, "ચિંતામણી, ગઈ ગુજરી વીસારી દો ને આપણો સંબંધ હવે આટલે-થીજ—" ચિંતામણી એકદમ વચ્ચે બોલી ઉઠ્યો, "ના, ના, કુસુમ પ્રભુની ખાતર, તું એ ભયંકર શબ્દોનો ઉચ્ચાર કરીશ નહી. હું તે માની શકતોજ નથી. તું બહારથી ગમે તેમ બોલીશ પણ તારા અંતરનો પ્રેમ મારા ઉપર છે એવુ મ્હારૂં હૃદય મને ખાત્રી આપે છે" આટલું બોલી તેણે અત્યંત આવેશમાં આવી જઈ કુસુમના નબળા પડી ગએલા હાથપર બેચાર ચુંબનો કરી દીધા. કુસુમનો પીત્તો હવે ઉછળ્યો. તેને લાગ્યુ કે આ પાપી સંબંધ હવે તોડવોજ જોઇએ. જીવ પર આવી જઈ તેણે અત્યંત જોસથી પોતાનો હાથ ખેંચી લીધો. તેનુ હૃદય હવે ધડકવા લાગ્યુ; જે નીચ મનુષ્યે પોતાની પવિત્રતાનો અનાદર કર્યો તો તેના પર ક્રોધ ને ધિક્કારની વૃષ્ટી વરસાવવાની તેને ઇચ્છા થઇ આવી. તે એકદમ પોતાની જગ્યાએથી ઉઠી તેનુ મ્હોં ક્રોધથી અત્યંત લાલ ચોળ થઇ ગયું હતું. કુસુમની મેડીનુ બારણુ ઉઘાડુ હતુ. ઘણે દુર સુધી એ બારણામાં થઇને દૃષ્ટિ નાખી શકાતી હતી. કુસુમની નજર એકાએક બારણા બહાર પડી તો તેની દૃષ્ટિએ એક અણધાર્યો દેખાવ પડયો. પોતાનો પતિ બે હાથે મ્હોં ઉપર મૂકી હાલ્યા ચાલ્યા વગર સ્તબ્ધ થઈને ઉભેલો તેને માલમ પડયો. કુસુમની મેડીમાં બનેલુ સર્વ ડાકટર શીવપ્રસાદે જોયુ હતુ પણ એને મુળથીજ કુસુમ પર વ્હેમ હતો તેથી

આજનો બનાવ તેણે તદ્દન જુદાજ સ્વરૂપમાં કલ્પ્યો હતો. પતિને આવી સ્થિતિમાં ઉભેલો જોઇ કુસુમ ગભરાઇ ગઇ. તે તો એમજ સમજી કે આજુ બાજુના સંજોગો જોતાં પતિ મને અપરાધીજ સમજશે. આવા પ્રેમાળ, ને નિષ્કપટી પતિ મારી પવિત્રતા માટે ઘડી ભેર પણ શક લાવે તેના કરતાં તો મરવું સારૂં" એવો અત્યારે કુસુમને વિચાર થઇ આવ્યો. લાંબા મંદવાડને લીધે કુસુમના તનની તેમ મનની સર્વ શક્તિઓ જતી રહી હતી. અત્યારે શું કરવું તે એને બીલકુલ સુજ્યું નહી. પતિની સમક્ષ પોતાનું હૃદય ખુલ્લુ કરવાની તેની હીમ્મત ચાલી નહી. ખાલી પડી ગયેલા મનમાં અનેક વિચારો આવવા લાગ્યા. તેનાથી બીલકુલ ઉભા પણ રહી શકાયું નહી. તેની આંખે એકદમ અંધારા આવી ગયા ને ઓચીંતી તે બેભાન થઇ જમીન પર પડી. કુસુમના પડયાનો ધબાકો થતાંજ એક તરફથી બેશરમો ચિંતામણી અને બીજી તરફથી તેનો પતિ તેની સારવાર કરવા દોડી આવ્યા. અનેક ઉપચારો કર્યા પછી તેને ભાન આવ્યું. એના મગજની શાંતિની ખાતર ડોકટરે તેને ઉંઘની દવા પાઇ સુવાડી દીધી.

## ૫

બીજે દિવસે સ્હવારે કુસુમ જાગી કે તરતજ તેની નજર આગળ આગલા દિવસના બનાવો ખડા થઇ ગયા. તેનું મ્હોં ઉતરી ગયું ને શરમથી તે થર થર કંપવા લાગી. નજદીકમાં ડોકટર શીવપ્રસાદને સુવાનો નાનો ખાટલો

પડેલો હતો તે તરફ કુસુમે દૃષ્ટિ નાંખી. છેલ્લા બે ત્રણ માસ થયા ડાક્ટર એક સન્યાસીની માફક ખાટલા પર માત્ર એક શેતરંજી પાથરી સુઇ રહેતા હતા. ખાટલાપર પતિને ન જોતા તેના મનમાં અનેક જાતના ખરાબ વિચાર આવવા લાગ્યા. તેના મનમાં એમજ આવ્યું કે મ્હારા નીચ કૃત્યોથી કંટાળી જઇ પતિ મને છોડી જતા રહ્યા. તે એકદમ ઉભી થઇને ઓરડીની બહાર પતિને જોવા નીકળી પણ બહાર કોઈ તેના જોવામાં આવ્યું નહી. તેને એમ લાગ્યું કે પતિ પોતાના અભ્યાસ ગૃહમાં હશે કારણ કે તે જાણતી હતી કે કોઇ કોઇ વાર રાતમાં ઉઠી પતિ ત્યાં જઇ બીલકુલ પણ ઉંઘ્યા વિના પુસ્તકો વાંચ્યા કરતા હતા. અભ્યાસ ગૃહ પણ ખાલી જોવામાં આવ્યો. હવે તો કુસુમ ખરેખરી ગભરાઇ ગઈ. ગાંડા માણસની માફક તે બહાવરી બની ગઇ ને આમ તેમ પતિને શોધવા લાગી. શરમ મુકી મોટે સાદે ઘાંટો પાડી પતિને બોલાવવા લાગી. પરંતુ તેની બુમોનો કશો પણ પ્રત્યુત્તર મળયો નહી. છેવટે થાકી તે નીચે ઉતરી. મંદવાડ પછી આ પહેલીજવાર તે નીચે ઉતરી હતી. તેણે નીચે ઉતરી નોકરને બુમ પાડી પતિ સંબંધી ખબર પુછી. નોકરે જવાબ દીધો કે ડોક્ટર સાહેબ તો મધરાત્રે પોતાની બેગ લઇ કાંઇ ગયા છે ને તમારે માટે મને આ ચીઠ્ઠી આપતા ગયા છે." ચીઠ્ઠીનું નામ સાંભળતાંજ કુસુમ થર થર કંપવા લાગી. તેને હવે ખાત્રીજ થઇ કે પતિએ મારો

હમ્મેશને માટે ત્યાગ કર્યો છે. ધ્રૂજતે હાથે કુસુમે કાગળ હાથમાં લીધો ને ફોડીને વાંચવા માંડયો.
કાગળ નીચે પ્રમાણે હતો.

વ્હાલી કુસુમ,

હું તને અનહદ પ્રેમથી ચાહતો હતો ને હજીપણ ચાહું છું. તને સુખી કરવી એજ જીવનમાં મારો ઉદ્દેશ હતો, પરંતુ દુર્ભાગ્યે તને સુખી કરવાને બદલે હું જ તારા સર્વ દુઃખોનું કારણ થઇ પડયો છું. તને સુખી કરવાના હેતુથી જ હું હવે તારા રસ્તામાંથી જતો રહું છું ને તારૂં સુખ શોધવા તને મરજી મુજબ વર્તવાની મારા તરફથી સંપૂર્ણ સ્વતંત્રતા આપતો જાઉં છું.

લી૦ તારો અભાગી પતિ
શીવપ્રસાદ

કાગળ વાંચતાંજ કુસુમ તદ્દન બેબાકળી બની ગઈ. તેનું સર્વ ભાન જતું રહ્યું. ઉભી હતી ત્યાંથી એક ડગલું પણ ભરવાની તેની શક્તિ રહી નહીં. મંદવાડ પછી તે પતિને સંપૂર્ણ પ્રેમથી ચાહતી હતી ને પતિ એજ પોતાના જીવનમાં સર્વસ્વ છે એમ સમજતી હતી. અત્યારે તેજ પતિને એને એકલી મૂકી આમ જતા રહેલા જોઇ તેના મનમાં વિચાર આવવા લાગ્યા કે "હવે મારા આ જીવનમાં શું રહ્યું છે? અહીંઆં રહે મારે હવે શું સુખ છે? ગમે તેમ કરી હવે તો પતિને શોધી કાઢી પાછા ઘેર લાવવાં અને એમનીજ સેવામાં મારૂ સર્વ જીવન અર્પણ

કરવું. આવા સદ્દગુણી ને પ્રેમાળ પતિનો મ્હેં પાપણીએ મહાન અપરાધ કર્યો છે-મ્હેં મહા પાપ કર્યું છે—આ પાપ ધોવાનો, પાપનું પ્રાયશ્ચિત કરવાનો હવે પતિ ભક્તિ શીવાય બીજો ઉપાય રહયો નથી. મારે માટે તો આ એકજ માર્ગ રહ્યો છે. એ માર્ગ ફળીભૂત થશે તોજ મારા જીવનનુ કાંઈ સાર્થક થશે પતિની શોધમાં હું નિષ્ફળ થાઉં તો મ્હારે મ્હારા દેહનો ત્યાગ કરવો કારણ કે પતિ વીના મારે હવે જીવીને શું કરવું?"

આ પ્રમાણે કુસુમે પોતાના મનમાં દૃઢ નિશ્ચય કર્યો. નિશ્ચય થતાની સાથેજ તેનામાં કાંઇ નવીન બળ આવ્યું. પતિ કયાં ગયા હશે તેને માટે હવે તે તર્ક વિતર્ક કરવા લાગી. એને એકદમ સાંભરી આવ્યું કે પતિ મને કહેતા હતા કે ગામ બહાર સ્ટેશનની પેલી તરફ પ્લેગ કેંપ છે. આ કેંપમાં પ્લેગથી પીડાતા ગામના ગરીબ ને નિરાધાર લોકોને સારવાર માટે લઇ જવામાં આવે છે. આ કેંપમાં નોકરી કરવા કોઇ પણ ડાકટર રાજી નથી. હું ધારૂં છું કે જીંદગીથી કંટાળી જઇ મારા પતિએ ત્યાં નોકરી કરવા કબૂલ કર્યું હશે. એમના જેવા ધાર્મિક વૃત્તિવાળાને લોક સેવામાં પ્રાણ આપવો તેના કરતાં બીજી શી વાંછના હોઇ શકે? નક્કી તે ત્યાંજ ગયા હશે. "હે સ્વામીનાથ, મહારા જીવનના આધાર, મારા જેવી નીચ, અધમ ને સ્વર્થી પાપણી સ્ત્રી આપના આટલા બધા સ્વાર્થ ત્યાગને લાયક નથી'

પોતાના મા બાપ તથા બીજા કોઇને પણ ખબર

કર્યા વગર પોતાના ઘરના એક જૂના ને નીમકહલાલ નોકરને સાથે લઇ કુસુમે પ્લેગ કેંપનો રસ્તો લીધો. છેક મધ્યાને તે કેંપમાં પહોંચી. તરતજ તેણે ડો. શીવપ્રસાદની તપાસ કાઢવા માંડી. એને ખબર પડી કે ડોકટર સાહેબ સહવારના અહીં આવ્યા છે ને પ્લેગ ડોકટર તરીકે એમની નીમણુક કરવામાં આવી છે. ડોકટરનો તંબુ કયાં છે તેની પણ એણે માહીતી મેળવી લીધી. અત્યંત અધીરાઇથી એણે ડોકટરના તંબુ તરફ પગ ઉપાડયા ને હોંસમાં ને હોંસમાં થોડીવારમાં તે તંબુએ પહોંચી. અત્યારે તેનું હૃદય ખરેખરૂં ખળભળી રહેલું હતું. તેના મનમાં અનેક જાતના સારા નરસા વિચારો આવ્યા કરતા હતા. એનું હૈયું છેક જ પોચું પડી ગયું હતું. આવી સ્થિતિમાં તે તંબુના બારણાની નજદીક સોડીઉ વાળી ઉભી રહી. આટલી બધી હિમ્મત ધરી તે તંબુ સુધી આવી તો ખરી પરંતુ હવે એક ડગલું પણ વધારે ભરવાની તેમ એક શબ્દ પણ બોલવાની તેની હિમ્મત ચાલી નહી. અણીનો સમય આવતા સ્ત્રી જાતીની લજ્જાને તે વશ થઈ ગઇ. પોતાની નબળાઇ, અધમતા તથા આવા પવિત્ર ને સાધુપતિ સાથે જે ક્રુર અને અણઘટતી વર્તણુક તેણે ચલાવી હતી તે બધું અત્યારે તેને સાંભરી આવ્યું ને તે છેક નાના બાળકની માફક ડુસકા ભરી રોવા લાગી.

તંબુના બારણા તરફ પીઠ ફેરવી એક ખુરસીપર ટેબલપર માથું નાખી ડાકટર સાહેબ ભુખ્યા તરસ્યા ચાર

પાંચ કલાક સુધી સખત કામ કરી થાકીને બેઠેલા હતા. એવામાં એમને કાને ઓચિંતો કોઇનો રડવાનો અવાજ પડ્યો. ડોકટરે પીઠ ફેરવી તંબુના બારણા તરફ નજર કરી. પતિની નજર પોતાના તરફ ફરતાં કુસુમની બધી નિર્બળતા જતી રહી. તેણે ધીરા ને મધુર સ્વરે પોતાના પતિના નામનો ઉચ્ચાર કર્યો. ડોકટર ખુરસીપરથી હાંફળા ફાંફળા ઉઠયા. તંબુના બારણા અગાડી જતાં તો જે કુસુમને તેમણે સ્વપ્ને પણ મળવા નહીં ધારેલું તે કુસુમ તેમની દ્રષ્ટી આગળ તેમને પગે પડેલી તેમના જોવામાં આવી. કુસુમને જોતાં જ ડોકટર બોલી ઉઠયાં "કુસુમ, ઉઠ, તું અહીંઆ કયાંથી ?"

રડતાં રડતાં કુસુમે જવાબ દીધો. "મ્હારા નાથ, જ્યાં તમે ત્યાં તમારી આ પાપી દાસી કુસુમ, તમારાથી હવે તે પળવાર પણ અળગી થવા ઇચ્છતી નથી."

ધીમેથી કુસુમને ખસેડી નાખી ડોકટર બોલ્યા, "કુસુમ હવે એ બનવું અશકય છે. એ સમય હવે વહી ગયો. હું તને સુખી કરી શકુ એમ નથી. મારા જેવાની સાથે જોડાઇ તને દુ:ખી જોવા હું ઇચ્છતો નથી."

કુસુમનું રડવું હવે કેમે કર્યું બંધ રહે નહી. ચોધાર આંસુએ રડતાં રડતાં તે બોલી, "ઓ નાથ, મ્હારો આમ ત્યાગ ના કરો. આપ તો દયાના સાગર છો, તો મારા આટલા અપરાધની ક્ષમા કરો. મ્હેં મહાન પાપ કર્યું છે. આપના જેવા સાધુ પુરૂષના પવિત્ર પ્રેમને લાયક હવે હું

રહી નથી એ હું જાણું છું પણ મને દાસી તરીકે આપની સેવા કરવા દો. મ્હેં બહુજ શિક્ષા ખમી છે. વધુ શિક્ષા ખમવાની હવે મ્હારામાં શક્તિ રહી નથી તેથી હવે આટલીવાર મને ક્ષમા કરો."

કુસુમથી હવે વધારે બોલી શકાયું નહી. તેની આજીજી નહી સ્વીકારતા તેને તુચ્છકારી કાઢવાનો ડોકટરને વિચાર થઇ આવ્યો પણ એવામાં તો મન તથા શરીરની સર્વ શક્તિઓ ખાલી થઈ જવાથી ડોકટરના પગ આગળ કુસુમ બેભાન થઇને પડી. ગમે તેવો પાષાણ હૃદયનો હોવા છતાં ડોકટર શીવપ્રસાદ આખરે મનુષ્યજ હતો. દયા ને પ્રેમને વશ થઈ જઇ બેભાન કુસુમને ડાકટરે પોતાના ખોળામાં સુવાડીને તેના સુંદર મુખ પર ચુંબન કર્યું. પતિના પ્રેમાળ ચુંબનની સાથેજ કુસુમને ભાન આવ્યું. પતિના ખોળામાં પોતાનું મસ્તક જોતા કુસુમના ચહેરાપર હર્ષ પ્રસરી રહ્યો ને તે ધીમે સાદે બોલી. "સ્વામીનાથ, તમારી આ રંક દાસીને ક્ષમા કરો!" નિરંતર ગંભીર ને ઉદાસ રહેતા ડોકટરના મુખપર આનંદ જોવામાં આવ્યો. કુસુમને ગાઢ પ્રેમાલીંગન દઇ તે બોલ્યો, "પ્રેમ ને સૌંદર્યની દેવી, છેવટે હું તને મારી પોતાની કરી શક્યો છું."

તેજ દિવસે બપોરે પ્લેગ કેંપ ફરી પાછો ડોકટર વગરનો થઇ ગયો.



# ત્યાગ×

હોળીને દિવસે રાતના દશ અગીઅરને શુમારે રાજેન્દ્ર અને કુસુમ પોતાના ઘરમાં ત્રીજે માળે અગાશી પર બેઠેલાં હતાં. ચંદ્રમા પૂર્ણ તેજથી પ્રકાશતો હતો. અને ચંદ્રના તેજથી કુસુમનું સુંદર મુખ વધારે સુંદર લાગતું હતું. રાજેન્દ્ર લાંબા વખત સુધી એ મુખની સામે ટગરટગર જોયા કરતો હતો ને સ્વર્ગનું સુખ અનુભવતો હતો. ઘડીકમાં તે કુસુમના માથાના વાળ તાણતો હતો, તો ઘડીકમાં કુસમના અંબોડા પરની વેણીનાં ફુલો તોડી કુસુમના ગાલ પર હેતથી મારતો હતો. અત્યારે રાજેન્દ્ર ખરેખરા પ્રેમાનંદમાં પડેલો હતો. પણ કોણ જાણે શાથી તેના આ પ્રેમાનંદમાં કુસુમ બીલકુલ ભાગ લેતી જણ'તી નહોતી. એ તો અત્યારે એક પથ્થરના પુતળાની માફક જડભરત જેવી બેસીજ રહેલી હતી. રાજેન્દ્રે છેવટે કુસુમના બંને હાથ પકડીને હેતથી હલાવ્યા. તે બોલ્યો, "કુસુમ, આ શું ? અત્યારે તું છેક આમ કેમ થઈ ગઈ છું ? તારા મનની સ્થિતિ આવી થઇ જવાનું કાંઈ કારણ ? જો, જો, આ રાત્રી કેવી મનોહર લાગે છે ! ચાલ મ્હારી

---

× રવીંદ્રનાથ ટાગોરની એક વાર્તાનો અનુવાદ. સને ૧૯૧૦ના નવેંબર માસના "સુંદરી સુબોધ"માં પ્રગટ થયેલી.

નજદીક આવ." આટલું બોલી રાજેન્દ્રે ઉમળકાથી કુસુ-મને પોતાના તરફ ખેંચી પોતાની બાથમાં લીધી.

પતિની સેડમાંથી એકદમ ખસી જઇ કુસુમ સ્હેજ દૂર જઇને બેઠી અને ધ્રુજતાં ધ્રુજતાં બોલી, " મ્હારા નાથ, ઘણા વખત થયા મ્હારા મનમાં એક વાત ઘોળાયા કરે છે. મરણ પથારીએજ એ વાત મ્હરે બીજાને કહેવી એવી મ્હેં પ્રતીજ્ઞા કરેલી છે તો પણ મ્હને એમ થાય છે કે એ વાત હમણાંજ તમને કહી દઉ ને તમે જે શિક્ષા કરો તે ખમી લઉં—"

કુસુમનું બોલવું પુરૂ થયુ નહે'તું એટલામાં તો ત્રીજે માળને દાદરે પરિચિત પગલાંનો ધબધબ અવાજ સંભળાયો. પળવારમાં તો રાજેન્દ્રના પિતા ધીરજરામ દાદરે ચઢી રાજેન્દ્રની મેડીના ઉમરાપર આવીને ઉભા ને મ્હોટો ઘાંટો કાઢી બોલી ઉઠયા. " રાજેન્દ્ર, અત્યારે ને અત્યારે ત્હારી વહુને આપણા ઘરમાંથી કાઢી મૂક. "

આ શબ્દો સાંભળીને રાજેન્દ્રે પોતાની સ્ત્રીના મ્હોં સામુ જોયું પણ તેના મ્હોંપર તો ગભરાટનાં તેમ આશ્ચ-ર્યનાં બીલકુલ ચિહ્નન દેખાયાંજ નહીં. કુસુમે તો પોતાના બે હાથ પોતાના મ્હોં પર મૂકી મ્હોં ઢાંકી દીધું. તેના મનમાં તો અત્યારે એમ જ થઇ આવ્યું કે ધરતીમાતા જો મને માગ આપે તો હમણાં ને હમણાંજ હું ભોંયમાં સમાઇ જાઉં. કુસુમને આવી ને આવીજ સ્થિતિમાં રહેવા દઈ રાજેન્દ્ર પોતાના પિતાની સ્હામો ગયો. બંને જણા

નીચે ઉતર્યો. આશરે અર્ધો કલાક સુધી પિતાની સાથે વાત કરી રાજેન્દ્ર ગભરાયલો ગભરાયલો ઉપર પાછો અવ્યો ને અગાશીમાં જઈ કુસુમને પુછ્યું "આ બધી ખરી વાત છે?" કુસુમે જવાબ દીધો, "હા, બધું ખરૂં છે." "ત્યારે આજ સુધી એમાંનું કશું પણ ત્હેં મને કહ્યું કેમ નહીં?" "હું તમને કહું કહું કરતી હતી પણ મ્હારી છાતી ચાલતી ન્હોતી, નાથ, હું બહુજ દુષ્ટ સ્ત્રી છું." "ત્યારે, તું હવે મ્હને બધી હકીકત કહી દે." કુસુમે બીલકુલ ગભરાયા વગર અથથી તે ઇતિ સુધી સર્વ હકીકત રાજેંદ્રને કહી. કુસુમ જ્યારે વાત કહેતી હતી ત્યારે રાજેન્દ્રના મ્હોં પર કોઈ વાર સ્નેહનાં તો કોઇ વાર ક્રોધનાં ચિહ્ન સ્પષ્ટ દેખાતાં હતાં.

કુસુમની વાત સાંભળી રહ્યા પછી રાજેન્દ્ર એકદમ અગાસીમાંથી ઉઠયો ને બીલકુલ બોલ્યા ચાલ્યા વગર મેડીમાં પલંગપર જઇ પડયો. કુસુમ તો કલાકના કલાક સુધી એકલી અગાશીમાં શુંભ જેવી બેસીજ રહી. ના એને ત્યાંથી ઉઠવાનું સુજે અને ના તેને પલંગ પર જઈ સુવાનું સુજે. સત્ય યુગમાં જેમ સીતાજીએ અગ્ની પર ચાલી પોતાના પતિને પોતાના નિર્દોષપણાની ખાત્રી કરી આપી હતી તેમ જો આ કળીયુગમાં થતું હોત તો કુસુમ તેમ કરવા પણ તત્પર થાત. છેક મળસકે ચાર વાગે ટાઢ સહન ન થવાથી કુસુમ અગાશીમાંથી ઉઠીને પતિની પાસે પલંગપર શબવત્ સ્થિતિમાં સુતી.

રાજેંદ્રને પણ આખી રાત બીલકુલ ઉંઘ આવી ન્હોતી. સ્હવારના પ્હોરમાં તે નિત્ય કરતાં ઘણોજ વ્હેલો ઉઠયો. હમેશના રીવાજ મુજબ કુસુમને ભેટયા વગર તેમ તેને પ્રાતઃકાળનું પ્રેમાળ ચુંબન કર્યાં વગર તે નીચે ઉતરી પડયો. ઉતાવળ ને ઉતાવળમાં દાતણ પાણી કરી લઇ, ચ્હા પી લઇ, તે હાંફળો ફાંફળો હિમ્મતરામને ઘેર ગયો. તેને જોતાંજ હિમ્મતરામ બોલી ઉઠયા, "કેમ, રાજેંદ્રભાઇ, આટલા બધા વ્હેલા આ તરફ ક્યાંથી ભુલા પડયા ?" રાજેંદ્રે ગુસ્સાથી ધ્રુજતાં ધ્રુજતાં જવાબ દીધો, "શું મ્હારા ભાઈ, તમે છેક આવા માણસ છો ? અમને વટલાવી માર્યાં, અમારી જાત ભ્રષ્ટ કરી નાંખી ?" અત્યંત ક્રોધને લીધે રાજેંદ્રથી વધારે બોલી શકાયું નહીં.

સ્હેજ મ્હોં મલકાવી કટાક્ષમાં હિમતરામે જવાબ દીધો, "ત્યારે તમે તો અમારી નાત સાચવી હશે! મ્હને નાતબહાર મૂકાતો બચાવ્યો હશે ને મ્હારી પડખે ઉભા રહી મ્હારી પીઠ થાબડી હશે ખરીને"!

રાજેંદ્રના મનમાં તો એમ થઈ આવ્યું કે મ્હારા બ્રહ્મતેજના બળ વડે આ માણસને હમણાં ને હમણાં બાળીને ભસ્મ કરી નાંખું. પણ તરતજ એણે જોયું કે "મ્હારો ક્રોધાગ્નિ માત્ર મ્હારૂંજ લોહી બાળે છે ને હિમતરામ તો સાજો તાજો મગર મસ્ત જેવો મ્હારા સામું બેઠેલો છે." છેવટે નરમ પડી રાજેંદ્રે ધીમે રહી પૂછયું "પણ કદી મ્હેં કાંઇ તમારૂં બગાડયું છે"? હિમતરામે જવાબ દીધો,

"ત્યારે હું તમને પુછું છું કે મ્હારી દીકરી, મ્હારા એકના એક ફરજંદે ત્હમારા બાપનું શું બગાડયું હતું કે તેઓ ખાઇપીને એની પુંઠે પડયા હતા? તમે તો તે વખતે છેક ન્હાના બાળક હશો એટલે તમને આમાંનું કાંઈ ખબર નહીં હોય માટે બેસો, ધીમા પડો ને જે હું તમને કહું છું તે બધું શાંતિથી સાંભળો--

"તમે તો છેક અણસમજણાં બાળક હશો તેવામાં મ્હારા જમાઈ પ્રલ્હાદજી વિલાયત ગયા હતા. ત્રણ વર્ષે એ બેરીસ્ટર થઇ વિલાયતથી પાછા આવ્યા ત્યારે આપણી નાતમાં શોરબકોર મચી રહ્યો. ત્હમારા બાપે તે વખતે નાતના પટેલ બની નાત ભેગી કરીને પ્રલ્હાદજીને નાત બહાર મુકાવ્યા ને વળી વધારામાં એવો ઠરાવ કરાવ્યો કે હિમતરામે પોતાની દીકરીને સાસરે મોકલવી નહી. જો મોકલે તો એમની દીકરી પણ નાત બહાર, ને હિમતરામ પછી દીકરી જમાઈ સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ રાખે તો તે પણ નાત બહર. મ્હેં તે વખતે તમારા બાપના ઘણા કાલાવાલા કર્યા, પાઘડી ઉતારી એમને વિનંતી કરી કે " તમે પ્રલ્હાદજીને નાતમાં લો, એમની પાસે હું પ્રાયશ્ચિત કરાવરાવું. નાતમાં કહો તેટલો દંડ અપાવરાવું, ને ચોરાશી જમાડાવું " પણ તમારા બાપ તે વખતે એકના બે થયા નહીં. આ બનાવથી તો હું આપણી નાત તથા ગામથી છેકજ કંટાળી ગયો. મ્હારાથી મ્હારી એકને એક દીકરીનો ત્યાગ થઈ શકયો નહીં.

તેથી હું પણ ગામ છોડી મ્હારા જમાઇ જોડે મુંબાઇ જઈને રહ્યો. પણ તમારી નાતે એટલેથી અમ્હારો કેડો મુક્યો નહીં. મ્હારા ભત્રીજાના લગ્નની સર્વ તૈયારીઓ થઇ ગઇ ને સર્વ નક્કી થઇ ગયું ત્યારે તમારા બાપે કન્યાના બાપને નાતબહાર મુકાવવાની બ્હીક બતાવી વિવાહ તોડી નંખાવ્યો. આ વખતે મ્હારો પીત્તો ઉકળ્યો ને મ્હેં બ્રહ્મહત્યાના સોગન ખાઇ પ્રતીજ્ઞા લીધી કે જો હું બ્રાહ્મણનો દીકરો હોઉં તો આનું વેર લીધા વિના રહું નહીં. હવે તમને સહેજસાજ સમજણ પડવા લાગી કેમ? પણ હજુ ધીરજ ખમો. હું બધું કહી રહીશ ત્યારે તમને ખરેખરી ગમન પડશે. વાત ઘણી રસિક છે.

"તમે જ્યારે કોલેજમાં ભણવા મુંબાઇ રહેતા હતા ત્યારે તમારી ચાલીની પાછળ જગન્નાથ પંડયા રહેતા હતા. એ બીચારા ભલા માણુસ અત્યારે દેવલોક પામ્યા છે. એમની પાસે એમના એક સ્વર્ગસ્થ ખ્રિસ્તી સ્નેહીની કુસુમ નામની પુત્રી રહેતી હતી. એ છોકરી બીચારી તદ્દન નિરાધાર હતી. એનાં માબાપ મરી ગયેલાં હતાં ને તે કુંવારી હતી તેથી જગન્નાથ પંડયા શીવાય બીજા કોઇનો એને આશરો ન્હોતો. કુસુમ અતીશય સ્વરૂપવાન હતી તેથી સ્હામે બારણે રહેતા કોલેજમાં ભણતા જુવાનીઆઓની એ નિર્દોષ બાળાપર દૃષ્ટિ ના પડે તેને માટે જગન્નાથ પંડયા ખાસ સંભાળ લેતા હતા. પણ એ બીચારા ડોસાની આંખમાં ધુળ નાંખવાનું કામ એ છોકરીને મન કાંઇ મુશ્કેલ નહોતું. લુગડાં સુકવવાને બહાને એ છોકરી વારં-

વાર મેડીની બારીએ જતી. તમને પણ તમારી ઓરડીની બારીએ બેસી વાંચવું ઠીક ફાવતું! સામસામા બારીએ બેસી તમે બે જણ એક બીજાની સ્હામે ઘણીવાર જોયા કરતાં હતા. તમારે વાતચીત થયેલી કે નહીં તે તો પ્રભુ જાણે, પણ એ છોકરીની રીતભાત પરથી ડોસાને વ્હેમ પડયો. હવે એ છોકરીથી ઘરકામ તરફ બીલકુલ લક્ષ આપી શકાતું નહોતું. એના કામકાજમાં એની ઘણીવાર ભુલો થતી. ધીમે ધીમે એણે ખાવા પીવાનું ને ઉંઘવાનું પણ છોડી દીધું. કોઇ કોઈવાર તો સ્હાંજની વખતે ડોસાની સામું જોઇ એ છોકરી વિના કારણ ચોધાર આંસુએ રોઇ પડતી.

છેવટે એ ડોસાને માલમ પડયું કે તમે બે જણાં સામ સામેની બારીએ બેશી એક બીજાની સામે આખો દિવસ જોયા કરો છો. તમે તો બપોરે કોલેજમાં જવાનું પણ માંડી વાળ્યું ને એકાંત અભ્યાસમાં તમે એટલા બધા તલ્લીન થઇ ગયા કે આખો દિવસ ચોપડી હાથમાં લઇ તમે બારીએજ બેસી રહેતા. આ બધો તાલ જોઇ જગન્નાથ પંડયા બીચારા મ્હારી પાસે આવ્યા ને મ્હને બધી વાત કહી મ્હારી સલાહ પુછી. મ્હેં જવાબ દીધો. ‘ કાકા, ઘણો વખત થયાં તમે કાશી જઉં જઉં કરી રહ્યા છો, માટે હવે તમે નિરાંતે કાશી જાઓ. એ છોકરી સંબંધી લગાર પણ ફીકર ચિંતા કરશો નહિં. મ્હને એ સોંપો. હું એને મ્હારી પેટની દીકરી બરોબર ગણીશ ને એની સંભાળ લઇશ. ”

એ બીચારા ડોસા મ્હારૂ કહ્યું માની એ છોકરી મ્હને સોંપી કાશીની જાત્રાએ ગયા. એજ અરસામાં મ્હારા ખાસ સ્નેહી લલ્લુભાઇ મુંબાઇ રહેવા આવ્યા, કુસુમને હું લલ્લુ-ભાઇને ત્યાં લઇ ગયો ને આપણે અહીંની નાતમાં એને લલ્લુભાઈની દીકરી તરીકે ખપાવી દીધી. કુસુમે હવે લલ્લુભાઇના ઘરમાંજ રહેવા માંડયું. ને એક બે પ્રસંગે વરા અવસરમાં કુસુમ અહીંઆં પણ આવી નાત જાતમાં ફરી. ત્યાર પછી શું બન્યું તેતો તમે જાણો છો. અથથી તે ઇતિ સુધી વાત તમારે મોંઢે આજે મ્હેં કહી તેથી મ્હારા જીવને ઘણી નિરાંત વળી. આ બધું એક કલ્પિત વાત જેવું લાગે છે, નહીં વારૂ ? આ બધી વાતની એક નવલકથા લખી છપાવી પ્રસિદ્ધ કરવાનું મને મન થાય છે પણ મને લખતાં આવડતું નથી તેથી લાચાર છું. પણ મ્હારા ભત્રીજાનું એ બાજુ તરફ વલણ છે ખરૂં; તેથી એને હું આ બધી વાત વિષે એકાદ નવલકથા કે નાટક લખવાનું કહીશ. મને લાગે છે તમે બંને મળી એ કામ માથે રાખોતો ઠીક પડશે. કારણકે આનું છેવટ શું આવશે તે મ્હારા કરતાં તમે વધારે સરી રીતે જાણી શકો એમ છો."

હિમતરામના છેવટના શબ્દો પર બીલકુલ લક્ષ ના આપતાં રાજેન્દ્રે પુછ્યું "પણ કુસુમે આ લગ્ન સામે કશો પણ વાંધો ના ઉઠાવ્યો ? એણે બધું ખુશીથી કબૂલ કર્યું ?"

હિમતરામે જવાબ દીધો, “એ તો મ્હારાથી નક્કી ના કહી શકાય, બૈરાંઓનાં મન કેવા પ્રકારનાં હોય છે તે તો તમે જાણો છો. બૈરાંઓ જ્યારે કોઈ વાતની ‘ના’ કહે ત્યારે આપણે ‘હા’ સમજવી. લલ્લુભાઈને ઘેર રહેવા આવ્યા પછી તમને ના દેખવાથી થોડા દિવસ તો કુસુમ છેક ગાંડા જેવી થઇ ગઈ. તમને પણ એના વગર થોડા દિવસ બીલકુલ ચેન નહીં પડયું હોય! પણ તમે તો ભણેલા ને ચાલાક રહ્યા એટલે તરતજ કુસુમનું નવું ઠેકાણું તમે શોધી કાઢયું. કોલેજમાં જતાં જતાં ઘણીવાર તમે ભૂલા પડી એ તરફ આવતા ને લલ્લુભાઇના ઘરની બારી સામું નજર નાંખ્યા કરતા હતા. મને તમારી બંનેની ઘણી દયા આવી. મને લાગ્યું કે તમને તમારા અભ્યાસમાં વિઘ્ન નડે છે. કુસુમની અવસ્થા પણ દયાજનક થઇ પડી. આથી એક દિવસ મ્હેં કુસુમને મ્હારી પાસે બોલાવીને કહ્યું “બેટા, મ્હારી વાત સાંભળ, હું વૃદ્ધ માણસ છું તેથી તારે મ્હારી બીલકુલ શરમ રાખવી નહીં. તારૂં ચિત કયાં ચોટયું છે તે હું જાણું છું. એ બીચારો પણ તારી માફક પ્રેમાંધ થઇ ગયો છે. મ્હને લાગે છે કે તમારા બંનેના લગ્નની કાંઇ પેરવી થાય તો ઠીક” આટલું સાંભળતાં તો કુસુમ પોકેપોક મુકી રોઇ પડીને એકદમ ત્યાંથી ઉઠી જતી રહી. આ બનાવ બન્યા પછી હું નિત્ય લલ્લુભાઇને ત્યાં જતો ને આ સંબંધે રોજ કુસુમ સાથે વાત કાઢી ધીમે ધીમે મ્હેં એની શરમ મુકાવી. છેવટે જ્યારે મ્હેં છાતી ઠોકી એને કહ્યું કે તમારાં લગ્ન ગોઠવી આપવાની હું

તેવડમાં છું ત્યારે એણે મને પુછ્યું, "એ કેવી રીતે બની શકે ?" મ્હેં જવાબ દીધો, "એ બાબતની તારે બીલકુલ ચિંતા રાખવી નહીં. તને લલ્લુભાઇની દીકરી તરીકે અડાવી દેવાનું કામ મારે મન બીલકુલ મુશ્કેલ નથી." આ વાત પ્હેલાં તો એણે નાકબૂલ કરી પણ મ્હેં એની સાથે બહુ રગઝગ કરી, પટાવી ફોસલાવી, એની પાસે એ કબૂલ કરાવ્યું. પણ એણે મને એક આજીજી કરી કે "તમે એમના મનની ખાત્રી કરો, એમને જો આ વાત કબૂલ હોય તો પછી પગલું ભરજો." મ્હેં એને જવાબ દીધો, "તું તો ગાંડી છે, આ બધી હકીકત એને કહેવાની શી જરૂર છે ? એકવાર મંગળફેરા ફરાઈ ગયા એટલે ગંગા નાહ્યાં. પછી બ્રહ્માથી પણ એ લગ્ન મિથ્યા થઇ શકવાનાં નથી. આપણી આ વાત બીજું કોઇ જાણે એવો બીલકુલ સંભવજ નથી તો પછી જીંદગીપર્યંત એને નાહક દુઃખી કરવાનું પ્રયોજન શું છે ?"

આ યુક્તિ કુસુમને ગમી કે કેમ તે તો હું કહી શકતો નથી. કોઇ કોઇ વાર તો એ રડયાજ કરતી. કોઈ કોઈ વાર મુંગી મુંગી બેશી રહેતી. જો હું એને કહું કે 'તારી મરજી ના હોય તો આપણે માંડીવાળીએ' ત્યારે એનું મોંહુ ઉતરી જતુ ને આખો દિવસ તે ઉદાસ રહેતી. વાત આટલે સુધી આવી એવામાં રજા પડવાથી તમે અહીંઆ આવ્યા એટલે મ્હેં લલ્લુભાઇને ધીરજરામભાઈ કને માગું કરવા મોકલ્યા. પહેરામણીના બે હજાર રૂપીઆ

મળ્યા એટલે વધુ પડપુછ ના કરતાં ધીરજભાઇએ હા પાડી ને બધું નક્કી થઇ ગયું.

લગ્નના દિવસ નજદીક આવ્યા એવામાં એક દિવસ કુસુમે જીદ લીધી કે મ્હારે નથી પરણવું. આ વખતે એને સમજાવતાં મ્હને બહુજ પસેમાની પડી. એણે તો મ્હને કહ્યું, "કાકા, આ વાત માંડી વાળો." મ્હેં જવાબ દીધો "તને તો કાંઈ ભાન નથી. હવે તે માંડી વળાતું હશે? હવે વિવાહ તોડીએ તો નાતજાતમાં લલ્લુભાઇનું નાક ના કપાય"? કુસુમ બોલી ઉઠી "મ્હને કાંઇ પરદેશ મોકલી દો ને વાત ફેલાવો કે કુસુમ મરી ગઈ." મ્હેં જવાબ દીધો "એમ તે થતું હશે? પછી બીચારા રાજેન્દ્રની શી વલે! અત્યારે તો એ બીચારો સ્વર્ગના સુખની આશામાં બેઠો છે. આમ એની આશાનો ભંગ થાય તો તે કાંઇક આડુ અવળું કરી બેસે ને મ્હારે એના મરણની વાત તને લખવી પડે! ને બીજેજ દિવસે મ્હારે તારા મરણની વાત સાંભળવી પડે! ઘડપણમાં આમ સ્ત્રી હત્યા ને બ્રહ્મહત્યાનું પાપ વ્હોરૂં તો કયે જન્મે છુટું? છેવટે લગ્નનો દિવસ આવ્યો. ગોત્રાચાર ભણાઇ ગયા, મંગળફેરા ફરાઈ ગયા. મ્હારૂં લાંબા વખતનું વેર તૃપ્ત થયું ને મ્હારી છાતી પરથી સો મણનો બોજો ઉપડી ગયો હોય એમ મ્હને નિરાંત વળી."

આ બધું સાંભળી થોડીવાર તો રાજેન્દ્ર શાંત રહ્યો. પછી બોલ્યો. "મ્હને તેમ મ્હારા કુટુંબને અને આખી

નાતને આમ ભ્રષ્ટ કરી; એટલેથીજ આપ અટક્યા હોત તો બસ નહોતું ? હવે તમે વાત બ્હાર શા માટે પાડી " ?

હિમતરામે ગંભીરાઇથી ઉત્તર આપ્યો " તમારી બ્હેનના લગ્નના દિવસ નજદીક આવ્યા છે ને લગ્નની સર્વ તૈયારીઓ થઈ રહી છે, એ જ્યારે મ્હેં જાણ્યું ત્યારે મ્હને વિચાર આવ્યો કે એક બ્રાહ્મણની જાત તો મ્હેં વટલાવી. એતો મ્હારૂં વેર વાળવાને માટે મ્હારે કરવું પડયું પણ હવે તો બીજા બ્રાહ્મણની જાત વટલાવાના ભયમાં છે તેથી મ્હને એમ લાગ્યું કે એમ થતું અટકાવવું એ મ્હારો ધર્મ છે. તેથી મ્હેં તમારા વ્હેવાઇને લખી દીધું કે ધીરજરામના છોકરાએ પર ધર્મની સ્ત્રી સાથે લગ્ન કર્યાં છે. એ સાબીત કરવા હું તૈયાર છું. "

મહા મ્હેનતે રાજેન્દ્રે પોતાનો ક્રોધ શમાવ્યો, થોડી વાર શાંત રહી તે બોલ્યો, " પણ હવે એ છોકરીનું શું થશે એનું તમને ભાન છે ? હું એને મ્હારા ઘરમાંથી કાઢી મુકીશ. પછી તમે કે લલ્લુભાઈ એને તમારા ઘરમાં રાખશો ને એનું પુરૂં કરશો ? "

હિમતરામે ઠંડે પેટે જવાબ દીધો. " અમારૂં કામ હતું તે અમે સંપૂર્ણ રીતે બજાવ્યું છે. ધણીઓએ કાઢી મુકેલી પારકી બૈરીઓને અમારા ઘરમાં રાખવી એ કાંઇ અમારૂં કામ નથી. અરે, કોઇ છે કે ? રાજેન્દ્રભાઇને માટે ન્હાપાણી તથા પાન સોપારી લાવો." હિમતરામના આ

સત્કારની બીલકુલ રાહ જોયા વિના રાજેન્દ્ર ત્યાંથી ઉઠી પોતાના ઘર તરફ ચાલતો થયો.

વળી પાછાં રાત્રે કુસુમ તથા રાજેન્દ્ર અગાશીમાં બેઠેલાં હતાં. કુસુમે પતિના બંને પગ પોતાના હાથથી ઝાલ્યા હતા ને પતિના પગ ઉપર માથું મુકી સુતી સુતી તે ચંદ્રમા તરફ જોયા કરતી હતી. રાજેન્દ્રનું ચિત્ત અત્યારે બીલકુલ સ્વસ્થ નહોતું. તેના અંતઃકરણમાં તો પ્રેમ અને લોકાચાર વચ્ચે ભારે ઝગડો ચાલી રહ્યો હતો. એકાએક એ કાંઈ છેવટના નિશ્ચયપર આવ્યો હોય એમ એને લાગ્યું. તેના મ્હોં પરથી સર્વ ચિંતા દૂર થઈ ગઇ હોય એમ જણાયું. તે એકદમ ઉઠી બેઠો થઈ ગયો. ગઈ રાત્રીની માફક ફરી પાછો દાદરપર પિતાના પગલાનો અવાજ સંભળાયો પગલાનો અવાજ સાંભળતાંજ કુસુમે પોતાના પતિના પગ પર અત્યંત ઉમળકાભેર ચુંબન કર્યું ને પતિને પગે પડી પતિ કનેથી સ્હેજ દૂર ખસી સોડીઉં વાળી ઉભી રહી. ધીરજરામે મેડીના ઉંમરાપર ઉભા રહી મ્હોટો ધાંટો પાડયો, “કેમ, રાજેન્દ્ર હજી મ્હારા હુકમનો અમલ થયો નથી? મ્હેં તને માત્ર એકજ દિવસની મ્હેતલ આપી હતી, એ દિવસ વીતી ગયો છે. માટે હમણાં ને હમણાં ત્હારી વહુને ઘરમાંથી કાઢી મુક.”

શરમાતાં શરમાતાં પણ દૃઢ મને રાજેન્દ્રે જવાબ દીધો, ” મ્હારાથી તો એને કદી પણ કાઢી નહીં મુકાય.” આ સાંભળી ધીરજરામનો મીજાજ હાથમાં રહ્યો નહીં.

નાતને આમ ભ્રષ્ટ કરી; એટલેથીજ આપ અટક્યા હોત તો બસ નહોતું ? હવે તમે વાત બ્હાર શા માટે પાડી " ?

હિમતરામે ગંભીરાઇથી ઉત્તર આપ્યો "તમારી બ્હેનના લગ્નના દિવસ નજદીક આવ્યા છે ને લગ્નની સર્વ તૈયારીઓ થઈ રહી છે, એ જ્યારે મ્હેં જાણ્યું ત્યારે મ્હને વિચાર આવ્યો કે એક બ્રાહ્મણની જાત તો મ્હેં વટલાવી. એતો મ્હારૂં વેર વાળવાને માટે મ્હારે કરવું પડયું પણ હવે તો બીજા બ્રાહ્મણની જાત વટલાવાના ભયમાં છે તેથી મ્હને એમ લાગ્યું કે એમ થતું અટકાવવું એ મ્હારો ધર્મ છે. તેથી મ્હેં તમારા વ્હેવાઇને લખી દીધું કે ધીરજરામના છેકરાએ પર ધર્મની સ્ત્રી સાથે લગ્ન કર્યાં છે. એ સાબીત કરવા હું તૈયાર છું."

મહા મ્હેનતે રાજેન્દ્રે પોતાનો ક્રોધ શમાવ્યો, થોડી વાર શાંત રહી તે બોલ્યો, "પણ હવે એ છોકરીનું શું થશે એનું તમને ભાન છે ? હું એને મ્હારા ઘરમાંથી કાઢી મુકીશ. પછી તમે કે લલ્લુભાઈ એને તમારા ઘરમાં રાખશો ને એનું પુરૂં કરશો ?"

હિમતરામે ઠંડે પેટે જવાબ દીધો. "અમારૂં કામ હતું તે અમે સંપૂર્ણ રીતે બજાવ્યું છે. ધણીઓએ કાઢી મુકેલી પારકી બૈરીઓને અમારા ઘરમાં રાખવી એ કાંઇ અમારૂં કામ નથી. અરે, કોઇ છે કે ? રાજેન્દ્રભાઇને માટે ચ્હાપાણી તથા પાન સોપારી લાવો." હિમતરામના આ

સત્કારની બીલકુલ રાહ જોયા વિના રાજેન્દ્ર ત્યાંથી ઉઠી પોતાના ઘર તરફ ચાલતો થયો.

વળી પાછાં રાત્રે કુસુમ તથા રાજેન્દ્ર અગાશીમાં બેઠેલાં હતાં. કુસુમે પતિના બંને પગ પોતાના હાથથી ઝાલ્યા હતા ને પતિના પગ ઉપર માથું મુકી સુતી સુતી તે ચંદ્રમા તરફ જોયા કરતી હતી. રાજેન્દ્રનું ચિત્ત અત્યારે બીલકુલ સ્વસ્થ નહોતું. તેના અંતઃકરણમાં તો પ્રેમ અને લોકાચાર વચ્ચે ભારે ઝગડો ચાલી રહ્યો હતો. એકાએક એ કાંઈ છેવટના નિશ્ચયપર આવ્યો હોય એમ એને લાગ્યું. તેના મ્હોં પરથી સર્વ ચિંતા દૂર થઈ ગઇ હોય એમ જણાયું. તે એકદમ ઉઠી બેઠો થઈ ગયો. ગઈ રાત્રીની માફક ફરી પાછો દાદરપર પિતાના પગલાનો અવાજ સંભળાયો પગલાનો અવાજ સાંભળતાંજ કુસુમે પોતાના પતિના પગ પર અત્યંત ઉમળકાભેર ચુંબન કર્યું ને પતિને પગે પડી પતિ કનેથી સ્હેજ દૂર ખસી સોડીઉં વાળી ઉભી રહી. ધીરજરામે મેડીના ઉંમરાપર ઉભા રહી મ્હોટો ઘાંટો પાડયો, "કેમ, રાજેન્દ્ર હજી મ્હારા હુકમનો અમલ થયો નથી ? મ્હેં તને માત્ર એકજ દિવસની મ્હેતલ આપી હતી, એ દિવસ વીતી ગયો છે. માટે હમણાં ને હમણાં ત્હારી વહુને ઘરમાંથી કાઢી મુક."

શરમાતાં શરમાતાં પણ દૃઢ મને રાજેન્દ્રે જવાબ દીધો, "મ્હારાથી તો એને કદી પણ કાઢી નહીં મુકાય." આ સાંભળી ધીરજરામનો મીજાજ હાથમાં રહ્યો નહીં.

તેમણે મોટો બરાડો પાડયો, "કેમ નહીં કાઢી મુકાય? તારે તો ત્હારી જાત વટલાવવી છે કેમ? ધર્મભ્રષ્ટ થવાશે. તેનું તને કાંઇ ભાન છે? ને નાતવાળા આ કેમ સાંખશે? એતો તને ને મ્હને ને આપણા આખા કુટુંબને નાતબ્હાર ને ચોરાશી બ્હાર મુકશે."

રાજેન્દ્રે શાંતિથી ઉત્તર આપ્યો "મ્હને નાતની બીલકુલ પરવા નથી."

ધીરજરામ અતિ આવેશમાં બોલી ઉઠયા "તને નાતની પરવા નથી પણ મને તો છે. મ્હારા ઘરમાં આમ વહી જવું નહીં પાલવે. બૈરીને નહીં કાઢી મુકે તો મ્હારા ઘરમાંથી તારે નીકળવું પડશે. ને બચ્ચા યાદ રાખજે કે એક પૈ સરખી પણ હું તને આપનાર નથી."

રાજેન્દ્રે નમ્રતાથી જવાબ દીધો, "તેની કાંઈ હરકત નથી. પ્રભુકૃપાએ અમારા બંનેનું પુરૂં કરવા જેટલી મ્હારામાં શક્તિ છે. આજની રાતજ અમે આ ઘરમાં રહીશું. આવતી કાલે સ્હવારે અમે અમારો રસ્તો કરી લઇશું. માટે એ બાબતમાં આપ નિશ્ચિંત રહેજો."

---

# બબ્બેવાર વેચાયલો વર×

## ૧

રા. સા. ચંદુલાલ જમી પરવારી બપોરના પોતાના મકાનમાં નીચે ખડકીમાં ગાદી તકીએ બેઠા બેઠા હુક્કો ગડગડાવતા હતા. હમ્મેશ કરતાં આજે તેઓ વિશેષ બેચેન લાગતા હતા. કશાની તેઓ ઘણીજ અધીરાઈથી રાહ જોતા હોય એમ તેમના ચહેરા પરથી સ્પષ્ટ દેખાતું હતું. એવામાં ઓચીંતા "ચંદુભાઇ સાહેબ, આપનો તાર છે" એમ તારવાળાએ બુમ પાડી. તારવાળાની બુમ સાંભળતાંજ તેઓ એકદમ ઉભા થઈ ઓટલાપર ગયા. એકદમ તાર ફોડી ઉતાવળા ઉતાવળા તે વાંચી લીધો. તારમાં માત્ર આટલાજ શબ્દો હતા "હું પહેલા વર્ગમાં પાસ થાઉં છું. યુનિવર્સિટીમાં મારો નંબર બીજો આવે છે. મને ઇતિહાસનું ઇનામ મળે છે."

રા. સા. ચંદુલાલ બે ત્રણ વર્ષ થયા ડેપ્યુટી કલેકટરના ઓદ્ધાપરથી પેન્શન લઇ પરવારેલા હતા. રીટાયર થવાની અણી પર હતા તેવામાંજ સરકાર તરફથી તેમને રા. સા. નો ખીતાબ મળ્યો હતો. આથી તેઓ પોતાના

---

× કૌશીકની લખેલી અંગ્રેજી વાર્તાનો અનુવાદ. ઇ. સ. ૧૯૧૪ના જાન્યુઆરી માસના "સુંદરી સુબોધ"માં પ્રકટ થએલી.

તરફનો બીલકુલ અસંતોષ નહોતો. એટલુંજ નહિ પણ જમાઈની બાબતમાં રા. સા. ચંદુલાલ પોતાની જાતને મહા ભાગ્યશાળી સમજતા હતા. કારણ કે જમાઈ પૈસાવાળો હતો ને સસરાને મુરબ્બી તુલ્ય સમજી હંમેશાં તેમના કહ્યાસરજ રહેતો હતો. રા. સા. ચંદુલાલને પોતાના છોકરાઓને માટે બહુજ ઉંચો અભિપ્રાય હતો. ને તેમને ખાત્રી હતી કે તેમના બંને દીકરાઓ મોડા વ્હેલા પોતાની માફક ડેપ્યુટી કલેકટર થવાના. પણ જેમ જેમ વખત થતો ગયો તેમ તેમ તેઓ નાસીપાસ થતા ગયા. મોટો છોકરો વૈકુંઠરાય રા. સા. ની અનહદ મહેનત છતાં પણ મેટ્રીકયુલેશનમાં પાસ થઈ શકયો નહીં. એને માટે ખાનગી માસ્તરો રાખ્યા તેમ વડોદરા, મુંબઇ, વગેરે ઠેકાણે એને ભણવા મુકયો પણ એ બધી મહેનત નકામી ગઇ. ચતુર રા. સા. સમજી ગયા કે જેમ જેમ છોકરો મોટો થશે તેમ તેમ લગ્નના બજારમાં તેની કીમ્મત ઘટતી જશે તેથી છોકરો મુંબાઇ ભણતો હતો. તે વખતે છોકરાની હુંશીઆરી સંબંધી મોટી મોટી વાતો કરી છોકરાનો વિવાહ કરી નાંખ્યો ને છોકરાના સસરા પાસેથી એ વિવાહ બદલ બારસેં રૂપીઆ લીધા.

લગ્ન થયા પછીજ રા. સાહેબે દુનીઆને ખબર પડવા દીધી કે મારો વૈકુંઠરાય મેટ્રીકમાં પાસ થઇ શકે એમ નથી. એકાદ બે વર્ષ મીલનું કામ શીખવા મોકલ્યો ત્યાં પણ એ કાંઈ શીખી શકયો નહીં તેથી છેવટે થાકી

કલેક્ટર સાહેબના ચીટનીસને કહી એને મામલતદારની કચેરીમાં પંદર રૂપીઆના પગારે કારકુનીમાં નાંખ્યો.

મોટા છોકરાએ પોતાની બધી આશાઓ ભંગ કરી તેથી રા. સા. ને બહુજ લાગતુ હતુ પણ નના છોકરા ઇંદ્રપ્રસાદે તેનુ સાટુ વાળી નાંખ્યુ. એ છોકરો નાનપણથીજ બહુજ ચાલાક હતો. હાઇસ્કુલની સર્વ પરીક્ષાઓ તેણે પહેલે નંબરે પાસ કરી ઇનામો મેળવ્યાં હતાં. તેમ મેટ્રીક્યુલેશનની પરીક્ષા પણ તેણે પહેલેજ વર્ષે પાસ કરી એટલુંજ નહીં પણ આખી યુનિવર્સીટીમાં તેનો નંબર પાંચમો આવ્યો. છોકરાની તેમ છોકરાના માસ્તરની ઇચ્છાથી રા. સાહેબે તેને મુંબઇની એલ્ફીનસ્ટન કોલેજમાં ભણવા મોકલ્યો. પ્રીવીયસની પરીક્ષા પણ તેણે પહેલે વર્ષે પહેલા વર્ગમાં પસાર કરી એટલે લગ્નના બજારમાં એ છોકરાની કીમ્મત ઘણીજ મોટી અંકાવવા લાગી. એના વિવાહને માટે રા. સા. ચંદુલાલ પાસે ઉપરા છાપરી માંગા આવવા લાગ્યા. છોકરાના વિવાહની બાબતમાં રા. સાહેબે માત્ર એકજ સિદ્ધાન્ત સ્વીકારેલો હતો. જે વધારેમાં વધારે રૂપીઆ આપે તેની દીકરી લેવી. છોકરાઓ માટે વહુઓ પસંદ કરતી વખતે તેમની વિદ્યા, આવડત, તેમ બીજા ગુણોની તપાસ કરવાની જરૂર છે એ વિચાર રા. સા. તથા તેમની સ્ત્રી રૂક્ષમણીને સ્વપ્ને પણ આવ્યો નહોતો. ઉપરા છાપરી માંગા પાછા કાઢ્યા પછી રા. સા. ચંદુલાલે પોતાના નાના દીકરા ઇન્દ્રપ્રસાદને

જેવા પૈસાવાળા નથી. દોઢસોનો પગાર છે પણ મારત-રજને ! વળી હીરાલક્ષ્મી બોહળી વસ્તારી છે તેથી ઉર્મિલાને બે લુગડાં કરવાના પણ આપણને તોડ રહેશે. માટે બીજા બે હજાર તો લેવાજ." પોતાની સ્ત્રીનો વિચાર પણ પોતાના વિચારને પુષ્ટિ આપતો જોઇ રા. સા. ચંદુલાલનો વિચાર દઢ થયો. એક વાર બધુ નક્કી કરી રહ્યા પછી પોતે ફરી જાય છે તેમાં અધર્મ થાય છે, એ વિશ્વાસઘાત કહેવાય વગેરે વિચારો આ ધણી ધણીયાણી બેમાંથી કોઇને પણ ઘડીભેર આવ્યા નહીં. ગીરધરલાલની સ્કુલમાં અત્યારે રજાનો સમય હોવાથી એમનું આખુ કુટુંબ હાલમાં પોતાને વતન આવેલુ હતુ. તેથી રા. સા. ચંદુલાલે પોતાના નોકર જોડે ઇંદ્રપ્રસાદનો તાર ગીરધર-લાલને વાંચવા મોકલ્યો ને હવે શું થાય છે તેની રાહ તેઓ આતુરતાથી જોવા લાગ્યા.

રા. સા. નો નોકર તાર વંચાવવા આવ્યો કે તરતજ ગીરધરલાલના ઘરમાં ખુશાલી ફેલાઈ ગઇ. ઇંદ્રપ્રસાદ પાસ થશે એની તો સર્વને ખાત્રી હતી પરંતુ તે આટલે સારે નંબરે પાસ થશે ને યુનિવર્સીટીનું ઇનામ મેળવશે એ કોઇના ધારવામાં નહોતું. તાર વાંચી ગીરધરલાલે એ ખુશ ખબર બધાને કહી. તરતજ આખુ કુટુંબ ગીરધર-લાલની આસપાસ વીંટલાઇ વળ્યું. ઉર્મિલા છ સાત ચોપડીઓ અંગ્રેજી ભણેલી હતી તેથી તેણે ટેબલ પર પડેલો તાર છાનો માનો શરમાતા શરમાતા ઉપાડી વાંચી લીધો ને મનમાંને મનમાં મલકાવા લાગી.

૨

ઇંદ્રપ્રસાદ પહેલા વર્ગમાં પાસ થયો ને તેને યુનિવર્સીટીનું ઇનામ મળ્યું એ વાત થોડીવારમાં આખી નાતમાં ફેલાઇ ગઇ તેથીં સગાં વ્હાલા તથા ભાઇબંધ દોસ્તદારો રા. સા. ચંદુલાલને મુબારકબાદી આપવા આવવા લાગ્યા. ગીરધરલાલ માસ્તર પણ સાંજના રા. સા ચંદુલાલને ઘેર ગયા. થોડીવાર ગામ ગપાટા માર્યા પછી એકાંત જોઈ ગીરધરલાલે વાત ઉપાડી "ઇંદ્રપ્રસાદનો અભ્યાસ પુરો થયો તેથી હવે આપણે એક બે મહીનામાં લગ્નનું નક્કી કરીએ તો ઠીક. તમે કહો તે દિવસે આપણે જોશીને બોલાવી મહુર્ત બતાવીએ." રા. સા. ચંદુલાલ હુક્કો ગડગડાવતા ધીમે રહી બોલ્યા. "આવી બાબતમાં ઉતાવળ કરવાની જરૂર નથી. ઇંદ્રપ્રસાદને એકવીસમું વર્ષ ચાલે છે. એનો વિચાર એલ. એલ. બીનો અભ્યાસ કરવાનો છે. એ છોકરો એટલો બધો શરમાળ છે કે મારી સાથે કોઈ પણ જાતની વાત કરતો નથી પરંતુ એની મા સાથે એ વધારે છુટથી વાત કરે છે ને એની માનુ કહેવું એમ છે કે એ હાલમાં પરણવાની વિરૂદ્ધ છે. તમે જાણોછો ને કે આજકાલના છોકરાઓના આવી બાબતમાં કાંઈ વિચિત્ર વિચારો હોય છે."

ગીરધરલાલે ધીમે રહી જવાબ આપ્યો "પણ ચંદુભાઇ મારી ઉર્મિલાને સોળ પુરા થયા ને સત્તરમું બેઠું—હું કાંઇ એની દરકાર કરતો નથી-પણ બૈરાંઓ વલોપાત કરે

છે ને લગ્નની ઉતાવળ કરે છે માટે હવે તો આપણે ઉતાવળ કરી આંખો મીંચી લગ્ન કરી નાંખવાં. પ્રભુ કૃપાએ આણુ સાલ આપણે બંનેને સારે સારૂ છે. ઢીલ કરીશું તો વળી ઘોડો છુટયો, ઘોડી છુટી. માટે હવે તો એ બાબતમાં ઢીલ ના થાય તો સારૂં. રા. સા. ચંદુલાલે જવાબ દીધો. તમારૂ કહેવું બરોબર છે પણ તમે જાણો છોને એલ. એલ. બીનો ખર્ચ ભારે છે."

રા. સા. ચંદુલાલના બોલવાનો મર્મ બીચારા ગીરધરલાલના સમજવામાં ના આવ્યો તેણે તો નિખાલસ મને જવાબ દીધો. "હું તો એમ ધારતો હતો કે તમારો વિચાર એને રેવન્યુખાતામાં દાખલ કરવાનો છે" રા. સા. ચંદુલાલે જવાબ દાધો "મારો તો એજ વિચાર છે પણ આજ કાલના છોકરાઓના મનમાં સ્વતંત્રતાની એક ધુન ભરાયલી હોય છે તેથી એનો વિચાર વકીલાત કરવાનો છે. વકીલો કેટલા સ્વતંત્ર હોય છે તે મારા જેવા અધિકારીઓજ જાણે! સેંકડો વકીલો મારા જેવા મેજીસ્ટ્રેટની ખુશામતો કરતા ને અમારી મહેરબાની મેળવવાનો પ્રયત્ન કરતા મેં જોયા છે. મારૂ જો એ માને તો એના જેવા વિદ્વાનને ઠેકાણે પાડતાં કેટલીવાર? સાહેબલોકમાં મારે સારી લાગવગ છે. બે ત્રણ વર્ષમાં એને મામલતદાર બનાવવાની ગોઠવણ કરી શકું એમ છું; ને બને તો બારોબાર એને પ્રોવિન્શિયલમાં દાખલ કરી દઇ એકદમ એને ડેપ્યુટી કલેકટર બનાવી દઉં!"

ગીરધરલાલે જવાબ દીધો. "એમ છે તો તમે ઇન્દ્રપ્રસાદને શીખામણ કેમ આપતા નથી?" રા. સાહેબે જવાબ દીધો. "પણ હવે છોકરાઓ આપણું માને છેજ ક્યારે? આજકાલતો રેવેન્યુ ખાતામાં દાખલ થવામાં જ માલ છે. માન આબરૂ મેળવવાની એ ખાતામાંજ છે."

ગીરધરલાલ—આપનું કહેવું પુરેપુરૂં સત્ય નથી. પણ હવે એ વિવાદી વિષય જવા દો, આપણી મૂળ વાતપર આવો, જોશીને ક્યારે બોલાવીએ? મોટાં છોકરાંઓને લાંબા વખત સુધી કુંવારાં રાખવાં એ ઠીક નહિ. ઇંદ્રપ્રસાદ જેવા યુવાન તથા બીન અનુભવી છોકરાને પણ કુંવારી અવસ્થામાં મુંબાઇ જેવા શહેરમાં એકલો રહેવા દેવો એ ઉચિત નથી. મોટા શહેરમાં હરેક પ્રકારની લાલચો હોય છે તે તમે ક્યાં જાણતા નથી?

**રા. સા.**—તમે મારા ઇંદ્રપ્રસાદને બીલકુલ ઓળખતા નથી, નહીં તો એના સંબંધમાં આવું ના બોલો, એ કાંઇ બીજા છોકરાઓના જેવો નથી. એના આચાર વિચાર તો કાંઇ નવીજ જાતના છે. એની ઉમ્મર તો માત્ર એકવીશં વર્ષનીજ છે તો પણ એટલી નાની ઉમ્મરમાં એણે કેટલી બધી મોટી મોટી ચોપડીઓ વાંચેલી છે. ગઇ રજામાં એ અહીંઆં આવ્યો હતો તે વખતે મેં એની કેટલીક ચોપડીઓ જોઇ હતી. તેમાંની એક ચોપડી જૉન સ્ટુઅર્ટ મીલની લખેલી 'The Subjection of women (સ્ત્રીઓની પરાધીનતા) એ નામની હતી. મને લાગ્યું કે

એ ચોપડીમાં સ્ત્રીઓને કેવી રીતે પરાધીન અવસ્થામાં રાખી શકાય તેના ઉપાયો સૂચવ્યા હશે તેથી મેં એ ચોપડીનાં કેટલાંક પાનાં વાંચી જોયાં. પણ એ ચોપડીમાં તો એથી ઉલટુંજ નીકળ્યું ને મને એમાં કાંઇ સમજણ પડી નહીં. એ કાંઈ વિચિત્ર છોકરો છે ને વિચિત્ર જાતના પુસ્તકો વાંચે છે. એના અભ્યાસ ઉપરાંતની ચોપડીઓના મને કમીમાં કમી હજાર રૂપીઆ ખર્ચ થયા હશે."

ગીરધરલાલ મારતરે હસ્તા હસ્તા જવાબ દીધો—"તમે એટલો ખર્ચ કરવા શક્તિમાન છો ને ઉત્તમ પુસ્તકોના વાંચનથી તમારા છોકરાને અગણીત લાભો થયા હશે ને થશે. મારી માફક તમને વધારે દીકરીઓ નથી એટલે તમે સુખી છો."

રા. સા. ચંદુલાલ—"મારી સ્ત્રીને તો બીજી એકાદ દીકરીનું મન ખરૂ પણ એ વાત કાંઇ આપણા હાથમાં છે? વારૂ ગીરધરલાલ, નાતમાં વાત ચાલે છે કે તમારી ત્રીજી દીકરીનો વિવાહ તમે કલ્યાણરાયભાઇને ત્યાં રૂ. ૨૩૦૦ આપી કર્યો. એ ખરી વાત? એ છોકરો તો હોણ પ્રીવીઅસમાં પણ નાપાસ થયો."

ગીરધરલાલ—"વિવાહ થયો એ વાત ખરી. પણ મેં એટલી મોટી રકમ આપી છે એવું તમને કોણે કહ્યું? મેંતો માત્ર રૂ. ૮૦૦ જ આપવાના કબૂલ કર્યા છે. એ છોકરાના માબાપ ગરીબ છે તેથી એનો બી. એ. સુધીનો ફી ચોપડીઓનો ખર્ચ મેં માથે રાખ્યો છે."

રા. સા. ચંદુલાલ—" એ તમે ઠીક કર્યું. આપણો બધો પૈસો છોકરાઓની પાછળ ખર્ચી નાંખવો તેમ મૃત્યુ પછી બધું છોકરાઓનેજ આપી દેવું એ ઠીક નથી. મારો અભિપ્રાય તો એવો છે કે આપણી મિલકત આપણે છોકરા છોકરીઓને સરખે હીસ્સે વ્હેંચવી તમે તમારી છોકરીઓના ભવિષ્યના સુખની આમ કાળજી રાખો છો તે જાણી હું ઘણો ખુશ થયો છું. તમારા ત્રીજા જમાઈના ભણતરની જોગવાઈ કરી આપવ'નું તમે માથે રાખ્યું છે એ બરોબર કર્યું. તેજ પ્રમાણે મારા ઈન્દ્રપ્રસાદના એલ. એલ બીના અભ્યાસની કાંઇ જોગવાઇ કરો તો ઠીક, મારા ઘરમાંથી કહેતાં હતાં કે ઇંદ્રપ્રસાદના અભ્યાસ પેટે ગીરધરભાઇ બીજા બે હજાર રૂપીઆ આપે તોજ લગ્ન કરવાં."

ગીરધરલાલ—ઓ મારા બાપરે! બીજા બે હજાર રૂપીઆ! હું લ‍વું ક્યાંથી? મારે તો હજી બીજી ત્રણ છોકરીઓ પરણાવવાની છે મારા ઘરમાં તે કાંઈ રૂપીઆનું ઝાડ છે કે તોડી તોડીને આપવા માંડુ?

રા. સા. ચંદુલાલ—તમે આટલા બધા ગભરાઈ કેમ ગયા? હું કાંઇ પુરેપુરા બે હજાર કહેતો નથી. મારા ઘરમાંથી કેટલાની આશા રખાય છે તેજ માત્ર મેં તમને જણાવ્યું. જુઓ લગ્ન જેવી સંસારી બાબતમાં તો બૈરાંઓનાં મન આપણે પહેલાં પ્રસન્ન રાખવાં પડે છે. ચાલો વધારે નહીં, આપણે પંદરસોમા તોડ કાઢીશું. બૈરાંઓને હું ગમે તેમ કરી સમજાવીશ. મારા ઇંદ્રપ્રસાદની વિદ્વાના

પ્રમાણમાં બીજા ૧૫૦૦ કાંઈ વધારે નથી, ઇંદ્રપ્રસાદ આખી યુનીવર્સીટીમાં બીજે નંબરે પાસ થયો છે એ કાંઇ તમારી જાણ બહાર નથી.

ગીરધરલાલ—પણ હું ગરીબ માણસ બીજા પંદરસો લાવું ક્યાંથી? ઉર્મિલાની પછાડી મેં કેટલો ખર્ચ કર્યો છે તે મારૂં મન જાણે છે. તમારા ઇંદ્રપ્રસાદને સંગીત તથા ચિત્રકળાનો શોખ છે તે જાણી મહીને દસ રૂપીઆ ખર્ચી એને શીખવવાને ખાસ બાઈ રાખી છે. વળી રોજ એક કલાક હું એને જાતે અંગ્રેજી તથા સંસ્કૃત શીખવું છું. એણે લગભગ મેટ્રીક્યુલેશન સુધીનો અભ્યાસ પુરો કર્યો છે ને સંસ્કૃતમાં તો એ જાતે શકુન્તલા વાંચીને સમજી શકે છે.

રા. સા. ચંદુલાલ—આજકાલના છોકરાઓને આ બધા ધતિંગનો બહુ શોખ હોય છે. તમારી ને મારી સ્ત્રીઓ વળી કયે દહાડે અંગ્રેજી તથા સંસ્કૃત ભણ્યાં હતાં? છતાં આપણો સંસાર શું નથી ચાલ્યો? પણ ખરેખર હવે જમાનો બદલાયો છે.

ગીરધરલાલ—જમાનો ખરેખર બદલાયોજ છે. તમારા ને મારા સસરાઓએ વળી કયે દહાડે આપણને રૂપીઆ આંપ્યા હતા? છોકરાઓ માટે કન્યા મેળવતાં આપણાં માબાપોને ઉલટી મુશીબતો પડી હશે. ને હજાર દોઢ હજાર રૂપીઆનું પલ્લું કરવું પડયું હશે તે તો જુદું.

ગીરધરલાલ માસ્તરે જમાનો બદલાયાની વાત

પોતાની વિરૂદ્ધ પલટાવી નાંખી એથી કાંઇ રા. સા. ચંદુલાલ લગાર પણ ગભરાય તેમ હતું નહિ! સમયસૂચકતા રાખી તેમણે જવાબ દીધો—“ વખત બદલાય છે તેની સાથે આપણે પણ બદલાવુંજ જોઇએ, નહીં તો દુનીઆમાં આપણો કોઇ ધડો કરે નહીં. અત્યારે જેમ છોકરીઓને અંગ્રેજી ભણાવવું પડે છે તેમ જમાઇઓ મેળવવાને માટે રૂપીઆ પણ આપ્યા વગર છુટકો નથી. મારા ઇંદ્રપ્રસાદ જેવા વરને માટે તમે પાંચ હજાર આપો તોએ ઓછા છે”

ગીરધરલાલ—પણ રાવસાહેબ, હવે તો મારા જેવા ગરીબ પર દયા કરો તો સરૂં. મારે તો હજી ત્રણ છોકરીઓ પરણાવવાની છે. એકલી ઉર્મિલા હોત તો ઘરબાર વેચીને પણ આપને રાજી કરત, પણ હવે તો લાચાર છું. તમે શુકન નાંખ્યો છે તો તેની ખાતર આપણી પહેરણ ઉપરાંત ઇંદ્રપ્રસાદને એક સોનાની ઘડીઆળ તથા બે ત્રણ તોલાની એક સોનાની વીંટી બક્ષીસ તરીકે આપીશ. એટલેથી રાજી થઇ હવે તો મારા પર કૃપા કરો.

રા. સા. ચંદુલાલે મ્હોડુ કટાણું કર્યું ને કાંઇ જવાબ દીધો નહિ. થોડીવાર સુધી બંને જણા મુંગા બેસી રહ્યા. આખરે ગીરધરલાલે પુછ્યું “ઇંદ્રપ્રસાદની આ પૈસા લેવાની મરજી છે ?”

રા. સા. ચંદુલાલ—એ શું સમજે ? ગમે તેટલું ભણ્યો તો પણ વ્યવહારની બાબતમાં તો એ હજુ બાળક છે. ગીરધરલાલ માસ્તર, તમે તો હજી માસ્તરજ રહ્યા છો.

નોકરી અર્થે પરદેશમાં રહોછો એટલે નાતની રૂઢીની તમને બીકુલજ ખબર નથી.

હમણાંજ ગોવીંદલાલભાઇએ રૂપીઆ ચાર હજાર આપી પોતાની છોકરીનો વિવાહ નરસીલાલભાઇને ત્યાં કર્યો. વળી લગન વખતે એક બાઇસીકલ, સોનાની ઘડીઆળ તથા અછોડો આપવાની પહુણ વધારા ખાતે. એ છોકરો તો હજી પ્રીવીઅસમાંજ છે.

આ ભાંજગડ ચાલતી હતી તેવામાં રૂક્ષ્મણી બ્હેન પણ મેડે ચઢયાં. ગીરધરલાલ માસ્તરની સ્ત્રી હીરાલક્ષ્મી અનાયાસે ત્યાં આવી ચઢયા. રાતના દસ વાગતા સુધી રગઝગ ચાલીને છેવટે ઠર્યું કે રૂ. ૨૫૦૦ પ્રથમ નક્કી કર્યા હતા તે ઉપરાંત ગીરધરલાલે રૂ. ૮૦૦ બાજા આપવા તથા લગ્ન વખતે ઇંદ્રપ્રસાદને એક સોનાની ઘડીઆળ તથા ત્રણ તોલાની એક વીંટી બક્ષીસ આપવી.

૩

રા. સા. ચંદુલાલને ઇંદ્રપ્રસાદનું લગન કરવામાં જે સુંક હતી તેને માટે જરૂરનો અજમો ગીરધરલાલ માસ્તરે ફુકાવ્યો એટલે હવે ઇંદ્રપ્રસાદના લગન થવામાં બીલકુલ વાર લાગી નહીં. એક મહીનામાં તો ઇંદ્રપ્રસાદ તથા ઉર્મિલાના લગ્નની સર્વ તૈયારીઓ થઇ ગઈ ને લગન પુરાં થઇ ગયાં. અભ્યાસના અતિશય શ્રમને લીધે ઇંદ્રપ્રસાદનું શરીર નબળું પડી ગયું હતું. તેથી ગીરધરલાલે હવાફેર કરવાને ઇંદ્રપ્રસાદને પોતાને ગામ આવવા આમંત્રણ કર્યું. માતાપિતાની

મરજી ના હોવા છતાં પણ ઇંદ્રપ્રસાદે સસરાનું આમંત્રણ સ્વીકાર્યું ને તે સસરાને ગામ ગયો.

ગીરધરલાલના મકાનમાં પાછલી મેડીએ ઇંદ્રપ્રસાદ તથા ઉર્મિલા વાતો કરતાં બેઠાં હતાં. ઇંદ્રપ્રસાદે કહ્યું "ઉર્મિલા, તારા મોટા ભાઇનો સ્વભાવ મને બહુજ ગમે છે. એમના વિચારો પણ કેળવાયલા તથા આગળ પડતા છે. એમ છતાં પણ આપણાં લગ્નને માટે એમણે આટલી બધી ઉતાવળ કેમ કરી તે મારા સમજવામાં આવતું નથી.

ઉર્મિલા—એમનો વિચાર તો હજી એક બે વર્ષ લગ્ન ઠેલવાનો હતો પણ મારી બાએ બહુ ઉતાવળ કરવા માંડી ને રાત દિવસ એમનો જીવ ખાવા માંડયો એટલે ના છુટકે એમને પણ ઉતાવળ કરવી પડી.

ઇંદ્રપ્રસાદ—હું પણ પહેલાં તો લગ્ન હમણાં કરવાની વિરૂદ્ધમાં હતો ને મેં મારા કાકાજીને ના લખી હતી કારણકે મુંબાઇમાં અમે પંદર વીસ જણએ મળી એક મંડળ સ્થાપ્યું છે ને તેમાં પ્રતિજ્ઞાઓ લીધી છે કે પચ્ચીસ વર્ષ સુધી સંપૂર્ણ બ્રહ્મચર્ય પાળવું. પણ મારા કાકાજીએ મારા પર ઉપરા છાપરી ચાર પાંચ કાગળો લખ્યા ને બે તાર મુકયા એટલે છેવટે ના છુટકે હું આવ્યો ને માત્ર લગ્નની ક્રિયા કરાવાનીજ કબૂલાત આપી. લગ્નની ક્રિયા ભલે થઇ પણ મેં મારી પ્રતિજ્ઞા પાળવાનો દૃઢ નિશ્ચય કર્યો છે. મારી ખાત્રી છે કે તારા જેવી કેળવાયલી

ને સમજુ સ્ત્રી આ પ્રતિજ્ઞા પાળવામાં મારી આડે નહીં આવે."

આ શબ્દો સાંભળીને ઉર્મિલા તદન શરમાઈ ગઇ ને થોડીવાર સુધી નીચું જોઇ બેસી રહી. બે ચાર મીનીટ પછી નીચું મોં રાખીનેજ એણે પતિને પૂછ્યું "વારૂ, એ શિવાય, તમારા મંડળમાં તમે બીજી શી શી પ્રતિજ્ઞાઓ લીધી છે તે તો મને કહો."

ઇંદ્રપ્રસાદ—બીજી ચાર પાંચ પ્રતિજ્ઞાઓ છે, એકતો આચાર વિચારમાં સંપૂર્ણ રીતે પવિત્ર રહેવું, ગુણકાઓના નાચ જોવા તથા ગાયનો સાંભળવા જવું નહીં, દારૂ પીવો નહીં, કપડાં લત્તાંમાં તદન સાદાઈ રાખવી. બને ત્યાંસુધી આપણા ઘરમાં સ્વદેશી માલજ વાપરવો ને લગ્ન વખતે કન્યાના માબાપ પાસેથી પૈસા લેવા નહીં."

ઉર્મિલા ઉંચુ જોઈ ઓચિંતી બોલી ઉઠી. "પણ તમે એક પ્રતિજ્ઞા તો તોડી, જે માણસ એક પ્રતિજ્ઞા તોડે તેને બીજી તોડતાં શી વાર?

ઇંદ્રપ્રસાદ—તું શું કહે છે? મેં કઇ પ્રતિજ્ઞા તોડી છે?"

ઉર્મિલા—તમે તમારા લગ્ન વખતે મારા માબાપ પાસેથી પૈસા તો લીધા છે.

ઇંદ્રપ્રસાદ—એ પૈસાનું નક્કી થયું ત્યારે અમારૂં મંડળ સ્થાપવામાં આવ્યું નહોતું. અમે જ્યારે પ્રતિજ્ઞાઓ લેવા

માંડી ત્યારે સર્વની રુબરુમાં મારી વાતનો મેં પ્રમાણિકપણે ખુલાસો કર્યો ને તે વખતે એમ ઠર્યું કે ભૂતકાળના બનાવો સાથે આ પ્રતિજ્ઞાઓને કાંઇ પણ સંબંધ નથી. પ્રતિજ્ઞા લીધા પછી પ્રતિજ્ઞા વિરુદ્ધ અમારૂં આચરણ થાય તો અમે પરમેશ્વરના ગુન્હેગાર છીએ.

ઉર્મિલા—એતો ઠીક, આપણો વિવાહ થતી વખતે અઢી હજાર રૂપીઆ આપવાની જે પઠ્ઠણ થઈ તેના તમે ગુન્હેગાર નહીં, પરંતુ પાછળથી રૂપીઆ આઠસો અપાયા તેમાં તો તમારી પ્રતિજ્ઞા તોડાઇને ?

આ શબ્દો સાંભળતાંજ ઇંદ્રપ્રસાદ એકદમ ચમકયો ને બોલી ઉઠયો, “ઉર્મિલા, તું શું કહે છે ? મારા કાકાજીએ પહેલાની પંઠ્ઠણ ઉપરાંત તારા મોટા ભાઇ પાસેથી રૂ. ૮૦૦ લીધા છે ?”

ઉર્મિલા—“ત્યારે તમે શું એ જાણતા નથી ? મારા મોટા ભાઇ પાસે તે વખતે રૂપીઆની જોગવાઇ નહોતી તેથી અમારી આમોદની જમીન ઘરેણે મુકી, ને મારી બાની બંગડીઓ વેચી રૂ. ૧૦૦૦ આણ્યા. તેમાંથી રૂ. ૮૦૦ તમારા કાકાજીને આપ્યા ને બાકીના રૂ. ૨૦૦ માંથી તમારે માટે ઘડીઆળ તથા વીંટી આણી. મારા મોટાભાઇએ આંખમાં આંસુ આણી મારી બાની બંગડીઓ વેચી ! પણ શું કરે ? વધારાના રૂ. ૮૦૦ લીધા વીના તમારા કાકાજીએ આપણાં લગન કરવાની સાફ ના પાડી ને આપણો વિવાહ ફોક કરવાની ધમકી આપી.”

આ સાંભળતાંજ ઇંદ્રપ્રસાદ રાતોપીળો થઈ ગયો ને આવેશમાં બોલી ઉઠયો "કેવી શરમની વાત છે! ત્યારે શું હું **બબ્બે વાર વેચાયલો વર**! ઉર્મિલા, હું ખરૂં કહું છું કે આમાંનું હું કશું જાણતો નથી. તારી આગળ હું પ્રતિજ્ઞા લઉં છું કે એ ૩૩૦૦ રૂપીઆ હું ગમે તેમ કરીને તારા પિતાને પાછા આપીશ. ને જ્યાં સુધી તારા પિતાને એ રૂપીઆ મારાથી પાછા નહીં અપાય ત્યાંસુધી મારી જાતને હું એમનો ગુલામ સમજીશ.

૪.

તરતનો આવેલો કાગળ હાથમાં લઇ વાંચતાં વાંચતાં **રા. સા. ચંદુલાલ** પોતાના ઘરની અંદરની ઓરડીમાં પેઠા ને પોતાની સ્ત્રીને સંબોધીને બોલ્યા. "**બી.એમાં** ફર્સ્ટ કલાસમાં આવ્યો તોપણ તારો છોકરો છેક ગધેડા જેવો જ રહ્યો."

રૂક્ષ્મણી--કેમ શું છે, કોનો કાગળ છે? ઇંદ્રપ્રસાદનો? એ શું લખે છે?

**રા. સા. ચંદુલાલ**--એ લખે છે તે સાંભળ તો ખરી "હમણાંજ મને ખબર પડી છે કે અત્યાર સુધીમાં મારા લગ્ન બદલ મારા સસરા પાસેથી તમે રૂ. ૩૩૦૦ લીધા છે. ત્યાર પછી વરવિક્રયની વિરૂદ્ધમાં મોટું મોટું ભાષણ લખી છેવટે મને હુકમ કરે છે કે એ રૂપીઆ એકદમ તમારે મારા સસરાને પાછા આપી દેવા."

રૂક્ષ્મણી--મેં તમને નહોતું કહ્યું કે તમે એને એના સસરાને ગામ ના જવા દો, એ કાઠીઆવાડી લોકો બધા વશીકરણ વિદ્યા જાણનારા છે. કોણ જાણે શુંએ ખવડાવી મારા છોકરાને ભુરકી નાખ્યો હશે ને વશ કરી દીધો હશે.

**રા. સા. ચંદુલાલ**--પણ એ ગધેડામાં અક્કલ નથી? આટલું બધું ભણેલું કયાં નાંખ્યું ? જાણે આખી નાતમાં મેં એકલાએજ રૂપીઆ લીધા હોય ? એ રૂપીઆ છેવટે કોને ભોગવવાના છે ? મારા ઘરમાં હશે તો કેઇ દિવસ એને કામ લાગશે. મને તો એ છોકરો તદ્દન ગાંડો થઇ ગયો હોય એમ લાગે છે.

રૂક્ષ્મણી—તેને એકદમ તાર કરી અહીંઆ બોલવી લો, ત્યાં બહુ દહાડા રાખવામાં માલ નથી.

**રા. સા. ચંદુલાલ**—પણ એતો મને લખે છે કે રૂપીઆ એકદમ અહીંઆ મોકલી આપો. મારા સસરાને રૂપીઆ ૩૩૦૦ આપી દીધા પછીજ હું આપણે ઘેર પાછો આવીશ.

રૂક્ષ્મણી—કમિશનર સાહેબે એને નોકરી આપવા કબૂલ કર્યું છે એ વાત તમે એને લખી ?

**રા. સા. ચંદુલાલ**--ના હું આજજ એને લખવાનો હતો કે કમિશનર સાહેબે હાલ તરત એને રૂપીઆ ૩૫) ની નોકરી આપવાનું કબૂલ કર્યું છે. ડીપાર્ટમેંટલ પરીક્ષા પસાર થશે કે તરતજ એનો પગાર વધારવામાં આવશે. કમીશનર સાહેબે મને બેવાર ટોકીને કહ્યું હતું કે જો

તમારો દીકરો પ્રમાણિકપણે કામ કરશે તો પાંચ સાત વર્ષમાં એ ડેપ્યુટી કલેકટરના ઓદ્ધાપર આવશે.

રૂક્ષ્મણી—આ બધી વાત તમે એને લખો ને એકદમ એને આપણે અહીંઆ બોલાવી લો. મને લાગે છે કે તમે જાતે જઈ અને તેડી લાવો.

**રા. સા. ચંદુલાલ**—હું તો કોઇ દિવસ એ પંથુજીને બારણે ચઢનાર નથી. તારા છોકરાને ગરજ હોય તો એ આવે નહિ તો એ પણ ધર્યો રહે. આટલી બધી નોકરીમાં મેં કોઇનો હુંકારો ખાધો નથી ને કોઈનું પણ અપમાન સાંખ્યું નથી તો એ આજકાલનો છોકરો મને શીખામણ આપનારો! એને હમણાં ને હમણાં હું કાગળ લખું છું કે એને અહીં આવવું હોય તો આવે ને વધારે લપ્પન છપ્પન કરશે તો અત્યારે ને અત્યારે વીલ કરી બધો પૈસો વૈકુંઠને આપી દઇશ. ભલે પછી એ ભીખ માગી ખાય. મને એની બીલકુલ દરકાર નથી.

૫

**રા સા. ચંદુલાલને** દસ દિવસ પછી પોતાના ગ્રેજ્યુએટ પુત્ર તરફથી નીચે પ્રમાણે પત્ર મળ્યો.

**સુરબ્બી કાકાજી,**

આપના છેલ્લા પત્રથી મારુ મન બહુજ ખિન્ન થયું છે. વરવિક્રયની વિરૂદ્ધમાં મેં આટલી બધા દલીલો આપની સમક્ષ રજુ કરી, એનાથી થતી આપણી નૈતિક અધોગતી

તેમ ભવિષ્યમાં આપણી નાતની થવાની દુર્દશા વગેરે બાબતો સવિસ્તાર આપને સમજાવી પણ એ બધું નકામું ગયું. આપણો પોતાનો સ્વાર્થ તથા પૈસાનો લોભ બાજુ પર મુકી નાત સમસ્તના કલ્યાણની દૃષ્ટિએ જો આ પ્રશ્ન પર તમે લગાર વિચાર કરશો તો મારા કહેવાનું સત્ય આપને તરતજ સમજાશે. પરંતુ તમારી ને મારી સમજ શક્તિમાં તફાવત છે એટલે હું લાચાર છું.

તમે, મારાં માતુશ્રી, મોટી બ્હેન, મોટાભાઈ બધાં મારા પર બહુજ ગુસ્સે છો એ જાણી મને અત્યંત દીલગીરી થાય છે. પરંતુ સગાંવ્હાલાંના પ્રેમ કરતાં **સત્ય તથા ન્યાયને હું વધારે પ્રિય ગણું** છું. મારી ખાત્રી છે કે કાળક્રમે સર્વનો ક્રોધ શમી જશે ને સર્વને હું પહેલાંના જેટલોજ વ્હાલો લાગીશ. આપની સર્વ મીલકત મોટા ભાઈને આપી દેવા આપ લખો છો તે જાણી મને આનંદ થયો છે. આપે મને જે વિદ્યા આપી છે તેને હું સર્વ મીલકત કરતાં અધિક ગણું છું. આ બાબતમાં મને તમારા પર કે મોટા ભાઈ પર બીલકુલ પણ ક્રોધ આવ્યો નથી ને ખાત્રી રાખજો કે હું ગરીબ રહીશ તો પણ મોટા ભાઈના પૈસાની કદી પણ અદેખાઇ કરીશ નહીં. માત્ર મારી આપને એકજ વિનંતિ છે કે મારાં પુસ્તકો જે આપણા ઘરમાં છે તે મને મોકલાવી દેશો. મોટા ભાઈને તે તદન નકામાં છે ને મારે મન તે કુબેરના ભંડાર કરતાં પણ વધારે મૂલ્યવાન છે.

મારે માટે આટલી બધી મહેનત લઇ રેવન્યુખાતમાં આપે નોકરીની જોગવાઇ કરી છે તેને માટે હું આપનો અત્યંત ઉપકાર માનું છું. પરંતુ આપ જાણો છો કે મને પહેલેથીજ રેવન્યુ ખાતાની નોકરી પસંદ નથી. વળી મારે મારા સસરાનું રૂ. ૩૩૦૦નું દેવું વાળવાનું છે તે કાંઈ ૭૫ રૂપીઆના પગારમાં પતે નહીં ને મારે ઘણાં વર્ષો સુધી એમના ઋણી રહેવું પડે. આથી કરીને મેં લાહોરની એંગ્લોવેદિક કોલેજમાં રૂ. ૧૫૦ની નોકરી લીધી છે. મારા ખર્ચને માટે રૂ. ૫૦ બસ છે. દરમહીને હું મારા સસરાને દેવા પેટે રૂ. ૧૦૦ આપીશ. એટલે ૩૩ મહીનામાં એટલે લગભગ ત્રણેક વર્ષમાં હું દેવામાંથી સંપૂર્ણ રીતે મુક્ત થઇ જઇશ. એક બે દિવસમાં અહીંથી બ્હારોબ્હાર લાહોર જનાર છુ. આપનો ક્રોધ શમે એટલે મને લખજો કે હું ઉનાળાની રજામાં આપને તેમ મારાં માતુશ્રી તથા ભાઇ બ્હેનને મળવા આવું. એજ મારા માતુશ્રી તથા મોટાભાઇ મોટી બ્હેન વગેરેને મારા પ્રણામ કહેશો. એજ

લી. આપના આજ્ઞાંકિત પુત્ર

ઇંદ્રપ્રસાદના પ્રણામ

# ×ઉઠાઉગીર ડેપ્યુટી

મીઆંગામ તથા છોટાઉદેપુર વચ્ચે દોડતી રેલવેના ઝોઝવા સ્ટેશનથી આશરે સાત આઠ માઇલ દૂર પંચમહાલ જીલ્લાના હાલોલ તાલુકાનું દીહણ ગામ આવેલું છે. આ ગામમાં ૩૦૦–૪૦૦ ભીલ સીવાય બીજી કાંઇ વસ્તી નથી. ગુજરાતના બીજાં ગામડાંઓ કરતાં પંચમહાલ તથા રેવાકાંઠાનાં ગામડાંઓનો વિસ્તાર ઘણો મોટો હોય છે તેમ આ ગામનો વિસ્તાર પણ ઘણોજ મોટો હતો. ગામમાં બીલકુલ નિશાળ નથી. ગામની વસ્તી અજ્ઞાની ભીલ લોકોની હોવાથી ગામમાં નિશાળ લાવવાનો ગામ લોકો તરફથી તેમ બીજા કોઇ તરફથી હજી સુધી પ્રયાસ થયો નહોતો. આ ગામથી આશરે દોઢ બે માઇલને છેટે ત્રણ ચાર વર્ષ થયાં કાનમ તથા વાકરના દસ બાર પાટીદારોએ આજુબાજુની જમીન ફળદ્રુપ લાગવાથી પડતર જમીન પટે રાખી ગામ વસાવ્યું છે. તે નવાપુરા અથવા નવાગામના

---

× સને ૧૯૨૧ના મહિલા મિત્ર વાર્ષિકમાં પ્રગટ થયેલી.

નામથી ઓળખાય છે. પોતાનાં બાળકોને ભણાવવાની આ પાટીદારોને ઘણી અડચણ પડતી હોવાથી તેમના તરફથી નવાગામમાં નિશાળ લાવવાને એક બે વાર પ્રયાસો થયા હતા; પરંતુ માત્ર આઠ દસ બાળકો નિશાળે જઇ શકે તેવા હોવાથી તેમના પ્રયાસો નિષ્ફળ ગયા હતા.

ભીલ, તળાવીઆ તથા હિંદુ લોકો જેમને અસ્પૃશ્ય જાતો માને છે તેમને કેળવણી આપવાના ઉદ્દેશથી ખ્રિસ્તી પાદરીઓ તરફથી ઠેકાણે ઠેકાણે નિશાળો ઉઘાડવામાં આવે છે. આખરે દીહણ અને નવાગામ તરફ આ પાદરી લોકોનું ધ્યાન ખેંચાયું અને દીહણ અને નવાગામની વચ્ચે પોતાનું ખાસ મકાન બાંધી અમેરીકાના મૅથોડીસ્ટ મીશન તરફથી એક નિશાળ ઉઘાડવામાં આવી. સુભાગ્યે આ વખતે એ લત્તાના મૅથોડીસ્ટ મીશનનો આગેવાન રેવરન્ડ મી. પારકર બહુજ ઉંચા આદર્શવાળો પુરુષ હતો. ગમે તે પ્રકારે દેશી ખ્રિસ્તીઓની સંખ્યામાં વધારો કરવા કરતાં ખરી સમાજસેવા કરવાથી ઇસુખ્રિસ્ત વધારે પ્રસન્ન થાય છે એવી તેની અંતઃકરણપૂર્વક માન્યતા હતી. તેથી લોકોને ખ્રિસ્તી બનાવવા કરતાં અજ્ઞાન ભીલ કોળીઓ તથા ઢેડ ભંગીઆઓને કેળવણીનાં મીઠાં ફળો ચખાડવાં, માંદગી વખતે તેમને દવા દારૂની મદદ કરવી, તેમ દારૂ જેવાં દુર્વ્યસનોથી દૂર રહી કરકસરથી પોતાનો સંસાર તેઓ ચલાવે એવો તેમને બોધ કરવો વગેરે બાબતો પર તેઓ વિશેષ ધ્યાન આપતા અને તેમના તાબાના પાદરીઓને પણ તે પ્રમાણે વર્તવાને તેઓ ખાસ સૂચના આપતા હતા.

દીહણુની નિશાળના શિક્ષક તરીકે સેમ્યુઅલ નામના એક પચ્ચીસ વર્ષના તરુણ ખ્રિસ્તીની નીમણુંક થઇ. અજ્ઞાન ભીલ લોકોના ગામડામાં નિશાળ સ્થાપવી તથા તેને સારી રીતે જમાવવી એ કામ કેટલું મુશ્કેલ છે તેનો ખ્યાલ ગામડાના શિક્ષકો સીવાય બીજા કોઇને આવી શકે એમ નથી. આવાં ગામડાંઓના શિક્ષકનું કામ મત્ર વિદ્યાર્થીઓને ભણાવવામાંજ સમાપ્ત થતું નથી. એથી વિકટ કામ તો ઘેરેઘેર અને ખેતરે ખેતર ભટકી વિદ્યાર્થીઓને તેડી લાવવાનું કામ, ગુજરાતના બીજા ભાગનાં ગામડાંઓ કરતાં પંચમહાલ તથા રેવાકાંઠાનાં ગામડાંઓમાં વધારે મુશ્કેલ છે. અજ્ઞાન ભીલો શિક્ષકને પોતના મિત્ર કરતાં શત્રુ તરીકે વધારે ગણે છે. ઝુંપડાંઓમાં તથા ખેતરોમાં ભટકી છોકરાંઓને તેડી લાવવાની મહેનત કરનાર શિક્ષકોની સામું ભીલ લોકો કોઇ કેઇ વાર તો પોતાના વરૂ જેવા વિકાળ કુતરાઓને પણ દોડાવે છે. વળી ગામડાંઓનો વિસ્તાર લાંબો હોવાને લીધે ખેતરોમાંથી છોકરાંઓને તેડી લાવવા માટે શિક્ષકોને ચાર પાંચ માઇલ ભટકવું પડે છે, અને તેના બે ત્રણ કલાક નકામા ચાલ્યા જાય છે. આવું મુશ્કેલ અને વિકટ કામ પણ સેમ્યુઅલ ધીમે ધીમે ખંત અને ધીરજથી કરી શક્યો. કારણ કે યુવાવસ્થામાં પ્રવેશ કરતાં જ તેના જીવનની મોટામાં મોટી આશા ભંગ થઈ જવાથી આ જીવનમાં તેને બીલકુલ આનંદ કે રસ રહેલો નહોતો. ભવિષ્યની જીંદગીમાં તે ઉચ્ચ પ્રકારનું સુખ પ્રાપ્ત કરી શકે તે હેતુથી આવા એકાંત જંગલમાં પણ

પોતાનું કર્તવ્ય અંતઃકરણપૂર્વક અને નીડરતાથી કરીને પ્રભુને પ્રસન્ન કરવાનો તેણે દૃઢ નિશ્ચય કર્યો હતો.

સેમ્યુઅલનાં માતા પિતા કોણ હતાં તેની એને પોતાને તેમ બીજા કોઇને પણ કોઇપણ જાતની માહીતી નહોતી. છેક બચપણથી તે વડોદરાના દેશી ખ્રિસ્તી માટે સ્થપાયલા અનાથ-આશ્રમમાં ઉછરી મોટો થયો હતો. તેના શરીરનો બાંધો મજબુત હતો. તેમ સાદો ખોરાક, ખુલ્લા હવા અને બ્રહ્મચર્યના પ્રતાપે તેના શરીરનો ભરાવો સુંદર અને આકર્ષક બન્યો હતો. તેના શરીરનો રંગ કાળો નહોતો તેમ ગોરો ન હતો પણ સાધારણ ઘઉં વર્ણો હતો. તે પરથી તેનો જન્મ છેક હલકી કોમમાં થયો નહોતો એમ સ્પષ્ટ માલમ પડતું હતું. વડોદરાની ખ્રિસ્તીશાળામાં તેણે ગુજરાતી સાત ધોરણોનો અભ્યાસ પુરો કર્યો હતો અને ગોધરામાં જઈ એણે વર્નાક્યુલર ફાઇનલની પરીક્ષા પાસ કરી હતી. પછી તેણે શિક્ષણના ધંધાની તાલીમ લીધી હતી. સુંદર કળામાં પણ તે પ્રવીણ હતો. ચિત્રકામ તે સારી રીતે કરી જાણતો હતો. ગાયનકળામાં તો તે એટલો બધો પ્રવીણ હતો કે રવિવારે રહવારે દેવળમાં ખ્રિસ્તી ધર્મની પ્રાર્થનાનાં ગીતો તે પોતાના મધુર સ્વરથી ગાતો ત્યારે સાંભળનારાઓ ઘડીભર પોતાના દેહનું ભાન ભુલી પ્રભુ ભક્તિમાં તલ્લીન થઇ જતા હતા.

આ સમયમાં તે પોતાની શાળાના મુખ્ય શિક્ષક યાકુબની રૂથ નામની વીસ વર્ષની કુંવારી દીકરીના

ગાઢ પરિચયમાં આવ્યો. પોતાના શારીરિક સૌંદર્ય, કેળ-વણી, અને સામાન્ય ચારિત્ર પર એને એટલો બધો વિશ્વાસ હતો તેમ નિરંતર તે એવો ઉપદેશ સાંભળતો કે ઈશ્વર સર્વનો પિતા છે, સર્વ મનુષ્યો ભાઇઓ છે, પ્રભુની દૃષ્ટિએ સર્વ સરખા છે, ઉંચ નીચનો ભેદ કૃત્રિમ છે, ખ્રીસ્તિ ધર્મમાં તો તેને સ્થાનજ નથી. આથી એને બીલ-કુલ સંશય નહોતો કે યાકુબની પાસે જ્યારે તે રૂથના હાથની માગણી કરશે ત્યારે તેની તે માગણીનો સ્વીકાર કરવામાં આવશે. પોતાની સાથેના રૂથના હમેશના મીલનસાર વર્તનથી તેણે માની લીધું કે યાકુબની પરવાનગી મળશે કે તેની સાથે પાણી ગ્રહણ કરવાને રૂથને કોઇ પણ જાતનો વાંધો નહીં આવે.

પણ ભાવનાની સૃષ્ટિમાં ફરનાર યુવાન સેમ્યુઅલને તરતજ ખબર પડી કે યુવાવસ્થાનાં કાલ્પનિક સ્વપ્નાઓ જીવનમાં કવચિતજ પ્રત્યક્ષ થાય છે. એક સવારની પ્રાર્થના પછી રૂથની સાથે તે યાકુબને બંગલે ગયો અને રૂથ તથા તેની માની સમક્ષ યાકુબની પાસે રૂથના હાથની તેણે માગણી કરી. સેમ્યુઅલ જેવો નિરાધાર છોકરો પોતાની દીકરીના હાથની માગણી કરવાની હિમ્મત ધરેછે તે જોઈઅભિમાની યાકુબને અત્યંત ગુસ્સો ચડયો. પોતાની માગણીના પ્રત્યુત્તરમાં યાકુબ તથા રૂથ બંને તરફથી સેમ્યુઅલને અત્યંત તિરસ્કારના શબ્દો સાંભળવા પડયા. ગરીબ બીચારો સેમ્યુઅલ તો આ તિરસ્કારના શબ્દો સાંભળી પોતાનું

ભાન ભુલી ગયો. તરતજ તેણે યાકુબનો બંગલો છોડી. પગ જ્યાં લઇ જાય ત્યાં ચાલવા માંડ્યું. કુવામાં પડીને, ઝેર ખાઇને, પીસ્તોલ મારીને તેને આપઘાત કરવાનો. વિચાર થઇ આવ્યો. આવા ને આવા નિરાશા ભરેલા. તરંગોમાં તે વડોદરાની કમેટી બાગમાં બે ત્રણ કલ્લાક. ફર્યો. કુદરતે આખરે તેને શાંતિ આપી. પણ હવે પછીથી તેના જીવનમાંથી આનંદ તથા રસ જતા રહ્યાં. લગ્ન, સંસારનાં સુખો તથા જીવનની બધી મહત્ત્વાકાંક્ષાઓનો ત્યાગ કરી. એક નિર્જન સ્થાને જઇ ત્યાં રહી સંન્યાસી માફક બાકીનું જીવન માત્ર પ્રભુભક્તિ અને સમાજસેવામાં ગાળવાનો તેણે દૃઢ નિશ્ચય કર્યો.

આ બનાવ પછી સેમ્યુઅલ પ્રત્યે યાકુબની ઇર્ષા તથા ક્રોધ વધવા લાગ્યાં. રૂથના હાથની માંગણી કરવાની ધૃષ્ટતા સેમ્યુઅલે કરી હતી એ વાત જગજાહેર થાય એ ગર્વિષ્ટ યાકુબને પસંદ નહોતું અને તેથી ગમે તેવા પ્રપંચો કરી. સેમ્યુએલને વડોદરેથી કઢવાનો તેણે વિચાર કર્યો. એવામાં. રેવાકાંઠા અને પંચમહાલ્સની ગામઠી ખ્રીસ્તી શાળાઓનાં ઇન્સપેક્ટ્રેસ મીસ ન્યુમેન તરફથી દીહણને માટે એક ખંતીલા અને મહેનતુ શિક્ષકને માટે માગણી આવી. રેવરન્ડ મી. પારકરે પોતાના શિષ્યોમાંથી એકાદ જણની આ જગ્યા માટે ભલામણ કરવાનું યાકુબને ફરમાવ્યું. યાકુબે તરતજ સેમ્યુઅલને માટે ભલામણ કરી. સેમ્યુઅલને પણ હવે વડો-દરા તથા પોતાની સમક્ષ રૂથની નિરંતર હાજરી સ્મશાન-

જેવાં ભયંકર લાગતાં હતાં તેથી તરતજ તેણે દીહણની નોકરી સ્વીકારી, અને પંદર રૂપીઆના માસિક પગારથી દીહણની નિશાળના શિક્ષકની નોકરી કરવા તે નીકળી પડયો.

સેમ્યુઅલના ધૈર્ય, ખંત અને કર્તવ્યપરાયણતાના પ્રતાપે થોડાજ સમયમાં દીહણની નિશાળ ઘણી સારી રીતે જામી ગઇ. નવાગામના પાટીદારોએ સેલ્યુઅલને ઘણીજ સારી મદદ આપી. સેમ્યુઅલના સદ્ગુણોએ તેઓનાં મન એવાં તો હરી લીધાં કે સેલ્યુઅલ ખ્રીસ્તી હોવા છતાં તેઓ પોતાના છોકરા તથા છોકરીઓને તેની નિશાળમાં વિના સંકોચે મોકલવા લાગ્યા; અને તેનાપર અવરનવર દહીં, દુધ, શાક, પોંક વગેરે વસ્તુઓ બક્ષીસ તરીકે મોકલવા લાગ્યા. થોડા સમયમાં મીસ ન્યુમેને પણ સેમ્યુઅલની નિશાળની અણધારી મૂલાકાત લીધી. તે વખતે વિદ્યાર્થીઓની સંખ્યા ૩૦–૪૦ ની હતી. વ્યવસ્થા તેમ શિક્ષણ પણ મીસ ન્યુમેનને સારાં લાગ્યાં. મીસ ન્યુમેનનો સ્વભાવ પ્રેમાળ તથા માયાળુ હતો. દેશીઓ તરફ તેને બીલકુલ સુગ નહોતી. સારા માણસ તથા તેના કાર્યની પરીક્ષા તે બહુ જલદીથી કરી શકતી અને તેની સારી કદર કરી ઉત્તેજન આપતી. હસ્તે મ્હોએ તેણે સેમ્યુઅલના કામનાં સારાં વખાણ કર્યા અને તેને જણાવ્યું કે "થોડા સમયમાં તમારી નિશાળને સરકાર પાસે ગ્રાંટને માટે રજીષ્ટર કરાવવાની હું અરજી કરીશ. અમારા રીવાજ મુજબ ગામડાની નિશાળોને જે ગ્રાંટ મળે છે તે અમે મીશનફંડમાં જમે કરતાં નથી. પણ શિક્ષકોને તે બક્ષીસ

તરીકે આપીએ છીએ, તે મુજબ તમારી નિશાળની જે ગ્રાંટ મળશે તે તમને બક્ષીસ તરીકે આપીશું." પૈસાની સેમ્યુઅલને બહુ દરકાર નહોતી. તેને તો અત્યારે નિશાળને માટે એક મદદનીશ શિક્ષકની ખાસ જરૂર હતી. થોડા વખતમાં વિદ્યાર્થીઓની આવડત પ્રમાણે તેમના જુદા જુદા વર્ગો પાડવાનો તેનો વિચાર હતો. મદદનીશ શિક્ષક મળે તો તેડવા જવાના તથા શિક્ષણ આપવાના કામની વ્હેંચણી થાય જેથી કરીને શાળાનું શિક્ષણ વધારે અસરકારક થઈ શકે. સભ્યતાપૂર્વક સેમ્યુઅલે પોતાની આ માગણી મીસ ન્યુમેન સમક્ષ રજુ કરી. મીસ ન્યુમેનને સેમ્યુઅલની આ માગણી વ્યાજબી લાગી. એકાદ માસમાં એક મદદનીશ શિક્ષક આપવાનું કબુલ કરી, સેમ્યુઅલના કામની ફરી પ્રશંસા કરી, સારા કામ બદલ સેમ્યુઅલને પોતાની સાથે શેકહેન્ડ કરવાનું માન આપી મીસ ન્યુમેન દીલગીરીથી વિદાય થઈ.

( ૨ )

ફ્રીનાબાઈ નામની એક યુવાન સ્ત્રીશિક્ષકાની સેમ્યુઅલના મદદનીશ શિક્ષક તરીકે થોડા વખતમાં નીમણુંક થઈ.

ફ્રીનાબાઇની ઉમ્મર માત્ર એકવીસ બાવીસ વર્ષનીજ હતી. પરંતુ તરુણાવસ્થામાં પ્રવેશ કરતાં તેને જીંદગીની આસમાની સુલ્તાનીનો પુરેપુરો અનુભવ થઇ ગયો હતો અમદા-

વાદના મુખ્ય દેશી પાદરી મી. લ્યુકસની તે એકની એક દીકરી હતી. તેની મા તેને છેક નાની ઉમ્મરની મુકી સ્વર્ગસ્થ થઇ હતી. તેના બાપે બીજીવાર લગ્ન કરેલું નહીં હોવાથી તે નાનપણમાં અત્યંત લડમાં ઉછરી હતી. મીશન સ્કુલમાં ગુજરાતી ભણતર પુરૂ કરી રહ્યા પછી ટ્રેનિંગ કોલેજમાં તેણે અંગ્રેજી અભ્યાસ શરૂ કર્યો હતો. સત્તર વર્ષની વયે તે અંગ્રેજી છઠ્ઠા ધોરણનો અભ્યાસ કરતી હતી. આ અરસામાં પોતાના બંગલાની નજદીક રહેનાર અમદાવાદની મેડીકલ સ્કુલમાં અભ્યાસ કરનાર શશિકાંત નામના એક નાગર યુવક સાથે તેને ગાઢ પરિચય થયો. સાધારણ દેશી ખ્રિસ્તીની છોકરીઓ કરતાં ક્રીનાબાઇ ઘણીજ વધારે સુંદર હતી. તેના ચ્હેરાની આકૃતિ અત્યંત પ્રભાવશાળી હતી. શશિકાન્ત પણ શરીરે મજબુત બાંધાનો તથા સુંદર આકૃતિવાળો હતો. વાતચીતમાં તો તેના વિચારો ઘણાજ ઉદાર દેખાતા હતા. તે દરરોજ મી. લ્યુકસને તથા ક્રીનાબાઇને કહેતો કે હિંદુઓના કૃત્રિમ ન્યાતજાતના ભેદો મને માન્ય નથી. લ્યુકસ તથા ક્રીના સાથે બેસી તે છચોક તેમના ઘરની ચ્હા પીતો તથા એક ટેબલપર તેમની સાથે બીસકીટ વગેરે વસ્તુઓનો ઉપભોગ કરતો. થોડા વખતમાં શશિકાંત તથા ક્રીનાના ગાઢ પરિચયનું પ્રેમમાં રૂપાંતર થશે તો પરિણામ ઘણું વિપરીત આવશે એવી લ્યુકસને ચિંતા થવા માંડી. તે તરત સમજી ગયો કે આ ગર્વિષ્ટ નાગર કોઇપણ દિવસ દેશી ખ્રીસ્તીની છોકરી સાથે લગ્ન કરશે નહીં. કદાચ શશિકાંત તેમ કરવાની હિંમત બતાવવાને તૈયાર થાય તો પણ

તેનાં માતપિતા આ લગ્નની સંમતિ આપશે નહીં. કદાચ શશિકાંતના માતાપિતાની આ લગ્નને માટે મંજૂરી મળે તો પણ કાયદો આવા લગ્નનો સ્વીકાર કરશે નહીં. શશિકાંત ખ્રિસ્તી થાય નહીં અથવા ક્રીના ખ્રિસ્તીધર્મનો ત્યાગ કરે નહીં ત્યાસુધી એનાં લગ્ન થવાં અશક્ય છે. લ્યુકસને આ બંને બાબતો અસંભવિત લાગવાથી બંને વચ્ચેનો દિનપર દિન વધતો પરિચય તેનું પ્રેમજ્વાળામાં રૂપાંતર થતાં પહેલા બંધ કરવાનો તેણે નિશ્ચય કર્યો. ક્રીનાને તેણે ટ્રેનિંગ કૉલેજમાંથી ઉઠાડી મેલી ગોધરાની દેશી ખ્રીસ્તી સ્ત્રીઓને શિક્ષકના ધંધાની તાલીમ આપવાને માટે કાઢેલી કૅાલેજમાં મોકલી દીધી, અને તે કૅાલેજના મૂખ્ય શિક્ષકને તેના જીવનની સર્વ હકીકત પત્રદ્વારા જણાવી, તેનાપર ખાસ દેખરેખ રાખવાની તેને સૂચના કરી. શરૂઆતમાં ક્રીનાબાઇને પોતાના પિતાની આ વર્તણુક ક્રૂરતા સમાન લાગી અને તેને ગોધરામાં અણગમો થવા લગ્યો. તેને સુંદર અને રાસક શશિકાંતનું વારંવાર સ્મરણ થવા લાગ્યું. પરંતુ પિતાનું દષ્ટિબિંદુ તરતજ તેના સમજવામાં આવી ગયું. 'હરિ કરે સો હિત' એ સિદ્ધાંતને વશ થઇ તે પોતાના નવા જીવનપ્રવાસમાં આનંદથી મહાલવા લાગી. પરંતુ દૈવે એને માથે નાંખેલું દુઃખ આટલેથી અટક્યું નહી થોડા સમયમાં એના પિતાનો સ્વર્ગવાસ થયો અને તે તદ્દન નિરાધાર થઇ ગઈ. એના પિતાનો પગાર જો કે ઠીક હતો પણ તે અત્યંત ઉદાર ને ખર્ચાળ હોવાથી તેણે કાંઇપણ બચાવ્યું નહોતું. તેથી ક્રીનાબાઈને ભવિષ્યમાં આવતા

જીવનકલહમાં જાત મહેનત સીવાય બીજા કશાનો આધાર નહોતો. આથી હવે તે અત્યંત મહેનત લઇ વિદ્યાભ્યાસ કરવા લાગી. ફીના બહુજ બુદ્ધિશાળી હોવાથી કૉલેજની ત્રણે વર્ષની પરીક્ષાઓ તેણે ઉંચે નંબરે પાસ કરી. તેમ ભરત શીવણમાં, ગાયનકળામાં તથા ચિત્રકળામાં તે પ્રવીણ બની. છાપેલા જેવા સુંદર અક્ષરો લખવા બદલ તેની કીર્તિ આખી કૉલેજ તેમ પરીક્ષકો આગળ પ્હોંચી. ત્રીજા વર્ષની પરીક્ષામાં તે પાસ થઇ કે તરતજ દીહણની શાળામાં મદદનીશ શિક્ષક તરીકે તેની નીમણુંક થવાથી ફીનાબાઇ દીહણ ઉપડી ગઇ.

સેમ્યુયલ તથા ફીનાબાઈ બંને મહેનતુ તથા કર્તવ્ય-નિષ્ઠ હોવાથી તેમની શાળા ઘણાજ સારા પાયાપર ચાલવા લાગી. એક દિવસે સાંજે ટપાલી સેમ્યુઅલના હાથમાં એક સરકારી પાકીટ મૂકી ચાલતો થયો. દીહણમાં ટપાલ ઓફીસ નહોતી. પણ નવાગામના પાટીદારોએ અત્યંત મહેનત કરી એવી ગોઠવણ કરાવી હતી કે અઠવાડીઆમાં બે દિવસ ટપાલી તેમના ગામમાં આવી પેટીમાંથી તેમણે લખેલા કાગળો લઈ જાય ને તેમના પર આવેલા કાગળો આપી જાય. રેલ્વે સ્ટેશનથી નવાગામ જવાનો રસ્તો સેમ્યુઅલની નિશાળ આગળ થઈને હોવાથી સેમ્યુઅલ તથા ફીનાબાઇનાં કાગળો પણ ટપાલી તેમને આપી જતો. સેમ્યુઅલ પર ખાનગી પત્રો કદી કોઇના આવતાજ નહી. નિશાળના કામ સંબંધી મીશન તરફથી કોઈ કોઇ વખત

પત્રો આવતા. કીનાના પર ગોધરેથી તેમ અમદાવાદથી તેની સખીઓના પત્રો આવતા. તેમના પર પત્ર આવે તે સેમ્યુઅલ તથા કીનાબાઇને અદ્દભુત પ્રસંગ હતો. કાગળ ઉપરના પાકીટના ઘાટ ઉપરથીજ બંનેને તરતજ ખબર પડી ગઇ કે આ કોઇનો ખાનગી પત્ર નથી તેમ મીશન તરફનો પણ પત્ર નથી.

પત્ર ફોડીને વાંચતાંજ ખબર પડી કે આ કાગળ તો

તરફથી સારી કદર થાય, તેને માટે તેને યશ મળે એવી દરેક શિક્ષકને સ્વાભાવિક ઇચ્છા હોય છે, અને તે ઇચ્છા ફળીભૂત કરવાને તે યથાશક્તિ પ્રયાસ કરે છે. ડેપ્યુટી સાહેબની મુલાકાતનો દિવસ સંપૂર્ણ ફત્તેહમંદીથી પસાર થાય તેને માટે સેમ્યુઅલ તથા ક્રીનાબાઇએ તૈયારીઓ કરવા માંડી. ડેપ્યુટી સાહેબનો સ્વભાવ કેવો છે, તેઓ કેવી ઢબથી પરીક્ષા લે છે તે સંબંધી માહીતી મેળવવા તેમણે તજવીજ કરવા માંડી. પાંસ સાત માઇલ દૂર આવેલી લોકલ બોર્ડ નિશાળોના મહેતાજીઓને મળી તે સંબંધી માહીતી મેળવવા એક રવિવારે સેમ્યુઅલ બે ત્રણ ગામડામાં ફરી આવ્યો. ક્રીનાએ પણ ગોધરાની મીશન સ્કુલમાં પત્ર લખી હકીકત મંગાવી. બધી તજવીજનો એકંદર સાર એ નીકળ્યો કે ડેપ્યુટી સાહેબ પંચમહાલ્સ તથા રેવાકાંઠામાં નવા આવેલા છે. તેમનો સ્વભાવ શાંત તથા માયાળુ છે. ગામડાની નવી નીકળેલી નિશાળો તેમાં ખાસ કરીને મીશનની નિશાળો પર તેમને ખાસ પ્રેમ છે. મીસ ન્યુમેનના તે મિત્ર છે અને તેને તેઓ વારંવાર મળતા છે. તેથી દીહણની નિશાળમાં જે જે એમના જોવામાં આવશે ' 'ધી વિગતવાર હકીકત મીસ ન્યુમેનને તેઓ કહેશે.

નિશાળ તપાસવા આવનાર ડેપ્યુટી સાહેબ હકીકતથી સેમ્યુઅલ તથા ક્રીના બંને ગયાં. અને સાહેબના આવવ'ના દિવસની રાહ જોવા લાગ્યા. ખાસ કરીને ક્રીના

પત્રો આવતા. ક્રીનાના પર ગોધરેથી તેમ અમદાવાદથી તેની સખીઓના પત્રો આવતા. તેમના પર પત્ર આવે તે સેમ્યુઅલ તથા ક્રીનાબાઇને અદ્ભુત પ્રસંગ હતો. કાગળ ઉપરના પાકીટના ઘાટ ઉપરથીજ બંનેને તરતજ ખબર પડી ગઇ કે આ કોઇનો ખાનગી પત્ર નથી તેમ મીશન તરફનો પણ પત્ર નથી.

પત્ર ફોડીને વાંચતાંજ ખબર પડી કે આ કાગળ તો પંચમહાલ્સ અને રેવાકાંઠાના આસીસ્ટંટ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટરનો હતો. તેમાં જણાવેલું હતું કે અમુક દિવસે તે સેમ્યુઅલની નિશાળ તપાસવા આવશે અને નિશાળનું કામ સંતોષકારક માલુમ પડશે તો તેમને ગ્રાંટ ઇન એઇડ કોડના ત્રીજા પ્રકરણ પ્રમાણે દરેક છોકરા દીઠ બે રૂપીયા તથા છોકરી દીઠ ચાર રૂપીઆ ગ્રાંટ આપવામાં આવશે. વિદ્યાર્થીઓનું હાજરી પત્રક બરોબર રાખેલું હશે તો તે બદલ વાર્ષિક બાર રૂપીયા ગ્રાંટ આપવામાં આવશે. નિશાળની તપાસ વખતે કેવી જાતની તૈયારીઓ કરી રાખવી તથા કેવાં પત્રકો તૈયાર રાખવાં તે સંબંધી પણ સૂચના કરવામાં આવી હતી.

ડેપ્યુટી સાહેબનો પત્ર વાંચીને સેમ્યુઅલ તથા ક્રીના બન્ને અત્યંત આનંદ અને ઉત્સાહમાં આવી ગયા. પોતાની નિશાળની તપાસનો દિવસ દરેક શિક્ષકને અને ખાસ કરીને મહેનતુ અને કર્તવ્યનિષ્ઠ શિક્ષકને આનંદ અને ઉત્સવનો દિવસ હોય છે. પોતાના આખા વર્ષના કામની પરીક્ષક

તરફથી સારી કદર થાય, તેને માટે તેને યશ મળે એવી દરેક શિક્ષકને સ્વાભાવિક ઇચ્છા હોય છે, અને તે ઇચ્છા ફળીભૂત કરવાને તે યથાશક્તિ પ્રયાસ કરે છે. ડેપ્યુટી સાહેબની મુલાકાતનો દિવસ સંપૂર્ણ ફત્તેહમંદીથી પસાર થાય તેને માટે સેમ્યુઅલ તથા ક્રીનાબાઇએ તૈયારીઓ કરવા માંડી. ડેપ્યુટી સાહેબનો સ્વભાવ કેવો છે, તેઓ કેવી ઢબથી પરીક્ષા લે છે તે સંબંધી માહીતી મેળવવા તેમણે તજવીજ કરવા માંડી. પાંચ સાત માઇલ દૂર આવેલી લોકલ બોર્ડ નિશાળોના મહેતાજીઓને મળી તે સંબંધી માહીતી મેળવવા એક રવિવારે સેમ્યુઅલ બે ત્રણ ગામડામાં ફરી આવ્યો. ક્રીનાએ પણ ગોધરાની મીશન સ્કુલમાં પત્ર લખી હકીકત મંગાવી. બધી તજવીજનો એકંદર સાર એ નીકળ્યો કે ડેપ્યુટી સાહેબ પંચમહાલ્સ તથા રેવાકાંઠામાં નવા આવેલા છે. તેમનો સ્વભાવ શાંત તથા માયાળુ છે. ગામડાની નવી નીકળેલી નિશાળો તેમાં ખાસ કરીને મીશનની નિશાળો પર તેમને ખાસ પ્રેમ છે. મીસ ન્યુમેનના તે મિત્ર છે અને તેને તેઓ વારંવાર મળતા રહે છે. તેથી દીહણની નિશાળમાં જે જે એમના જોવામાં આવશે તે સંબંધી વિગતવાર હકીકત મીસ ન્યુમેનને તેઓ કહેશે.

પોતાની નિશાળ તપાસવા આવનાર ડેપ્યુટી સાહેબ સંબંધી મળેલી હકીકતથી સેમ્યુઅલ તથા ક્રીના બંને આનંદમાં આવી ગયાં. અને સાહેબના આવવાના દિવસની અત્યંત આતુરતાથી રાહ જોવા લાગ્યા. ખાસ કરીને ક્રીના

તે દિવસને માટે બહુજ અધીરી થઇ ગઇ. ગોધરાની કોલેજમાં જ્યારે તે ભણતી હતી ત્યારે તે કોલેજ તપાસવા આવનાર ડેપ્યુટી સાહેબ તેના બુદ્ધિશાળી જવાબો માટે, તેના સંગીત તથા ચિત્રકામ માટે, અને ખાસ કરીને તેના અક્ષર માટે મીસ સાહેબ તથા બીજા વિદ્યાર્થીઓ સમક્ષ તેનાં બહુજ વખાણ કરતા તે તેને બહુજ ગમતું. આથી ડેપ્યુટી સાહેબો તરફ તેને કુદરતી પ્રેમ હતો. દીહણ આવ્યા પછી તેનું જીવન તેને બહુજ નીરસ લાગતું હતું. સેમ્યુઅલ એકંદરે બહુ સારા સ્વભાવનો તથા માયાળુ હતો પણ તે ઉદાસીમાં રહેતો. મનુષ્યસહવાસ કરતાં એકાંત તેને વધારે ગમતો. શાળાના કામ શીવાય તેની અને ફીનાની વચ્ચે બીજા કોઈ વિષયપર કવચિતજ વાતચીત થતી હતી. આવા એકાંત અને નિર્જન સ્થળે ડેપ્યુટી સાહેબ જેવા કેળવાયલા અને સંસ્કારી ગૃહસ્થના સહવાસથી આનંદ થશે. મારા સારા કામની, આકર્ષક રીતભાતની મીસ ન્યુમેન આગળ તેઓ પ્રશંસા કરશે અને મીસ સાહેબની મારફતે ગોધરાના આખા મીશન હાઉસમાં તે પ્રશંસા પ્હોંચશે. આવા તરંગી વિચારો કરી સ્વભાવથીજ આનંદી ફીના ડેપ્યુટી સાહેબના આવવાની વાત જાણી બહુ પ્રફુલ્લિત રહેતી.

(૩)

લાંબા સમયથી ધારેલો દિવસ આખરે આવી પ્હોંચ્યો. ફીના તથા સેમ્યુઅલ બંનેએ તે દિવસે વ્હેલાં ઉઠી તે

દિવસને માટે સર્વ તૈયારીઓ કરવા માંડી. નિશાળનું મકાન તથા આજુ બાજુનું ચોગાન બધું વાળી સાફસુફ કરાવી ખુરશી ટેબલ બરોબર વ્યવસ્થીત ગોઠવી દીધાં. ટેબલ પર ફ્રીનાબાઇએ હાથે ગુંથેલું સુંદર ટેબલક્લોથ પાથરી દીધું. બાજુ પર માંજીને સ્વચ્છ કરેલો કાચનો ખડીયો મુક્યો. ખડીયાની નજદીક નવી સ્ટીલવાળુ કાચનું હોલ્ડર તથા ક્રીડીઆંથી ભરેલી એક પેન્સીલ ગોઠવી દીધી. એક નાના કાર્ડબોર્ડ પર સ્વચ્છ સફેદ કાગળનો કકડો ચોઢી તેના પર ફ્રીનાબાઇએ પોતાના સુંદર મોટા અક્ષરથી નિશાળનું નામ લખી નિશાળની બહાર ઉંચે લટકાવી દીધુ. બીજા એવાજ કાર્ડબોર્ડ પર ફ્રીના બાઇએ પોતાના હાથે Welcome અંગ્રેજીમાં લખી નીચે સુંદર અક્ષરે "ભલે પધાર્યા" શબ્દો લખી પહેલા કાર્ડબોર્ડની સહેજ નીચે આ બીજું કાર્ડ બોર્ડ લટકાવી દીધું. નિશાળના મકાનમાં પણ ઠેકાણે ઠેકાણે બાઇબલમાંથી સુંદર અને અર્થગર્ભિત વાક્યો તથા સારી શીખામણો લખેલા કાગળો ચોંટાડી દીધા. રંગીત કાગળોની ધજાઓ તથા તોરણો બનાવી નિશાળના મકાનની અંદર તેમ બહાર લટકાવી દીધાં. નિશાળમાં ભણતા છોકરાઓ તથા છોકરીઓ પાસે સમયને અનુસરતું એક સુંદર ગીત ઘણા દિવસ સુધી તાલીમ આપી તૈયાર કરાવી રાખ્યું હતું. સાહેબ નિશાળમાં પ્રવેશ કરે કે તરતજ ઉભા થઈ તેમને નમન કરી ગીત ગાવાનું શરૂ કરી દેવું એવી તેમને સૂચના કરી હતી. તે દિવસે તે પ્રમાણે રીહર્સલ કરાવ્યું. સાહેબનું સ્વાગત કરવાને નવાગામથી

કુંભાર પાસે પાણી ભરાવી તૈયાર રાખ્યું હતું. કુંભારને શીખવી રાખ્યું હતું કે સાહેબને જવાની તૈયારી થાય તે વખતે ચાહ બનાવી તૈયાર રાખવી. ચાહને માટે નવાં ગામના પાટીદારો પાસેથી જરમન સીલવરના પ્યાલા રકાબી મંગાવી રાખ્યા હતા. નવા ગામના પાટીદારોની મારફતે વડોદરાથી સાહેબની મહેમાનગીરી કરવા માટે મેવા, મીઠાઈ ચેવડો, પાન સોપારી એલચી હાર કલગી વગેરે વસ્તુઓ પણ મંગાવી તૈયાર રાખેલી હતી. સ્હવારના પોરથી દીહણ તથા નવાગામ બંને ગામમાં તેમ ખેતરોમાં ફરી માબાપના કાલાવાલા કરી સાહેબ આવે તે વખતે બપોરે વધુમાંવધુ છોકરાંઓ હાજર રહે તેવી ગોઠવણ કરી રાખી હતી.

બાર વાગતાં સર્વ તૈયારીઓ સંપૂર્ણ થઇ રહી. છોકરા છોકરીઓ પણ બહુજ સારી સંખ્યામાં હાજર થયાં. સેમ્યુઅલ તથા ક્ષીનાબાઇ પણ તે પ્રસંગને માટે પોતાની પાસે જે ઉત્તમમાં ઉત્તમ પોશાક હતો તે પહેરી તૈયાર થઇ ગયાં.

ઊઝવા સ્ટેશનપર અગીઆર વાગે ખાખી કોટ પાટલુન પહેરેલા એક યુવાન ગૃહસ્થ હાથમાં ચામડાની બેગ લઈ ઉતર્યા તો ખરા. પરંતુ તેઓ ડેપ્યુટી સાહેબ નહોતા. મુંબાઇની ચોપડીઓ વેચનાર પ્રસિદ્ધ મેકમીલન કંપનીના તેઓ ફરતા એજંટ હતા. ગુજરાતના છેક ઉંડાણના ભાગનાં ગામડાઓમાં ફરી કંપનીએ પ્રસિદ્ધ કરેલી કૉપી બુકો ખપાવવાના ઉદ્દેશથી તેઓ આ તરફ નીકળી પડયા હતા.

સ્ટેશનની આજુબાજુના ગામડાઓમાં નિશાળો હશે તેમ ધારી તેઓ સ્ટેશનપર ઉતરી પડ્યા. પ્લૅટફૉર્મની બહાર જઇ તપાસ કરતાં તેમનેમાલમ પડ્યું કે સ્ટેશનથી ચાર પાંચ ગાઉ દૂર દીહણ ગામમાં પાદરીની એક નિશાળ છે. તરતજ તેમણે દીહણ આવવા જવાની ગાડી ભાડે કરી લીધી ને ગાડીવાનને સૂચના કરી કે દીહણ જઇ પાદરીની નિશાળ આગળ ગાડી ઉભી રાખવી.

નિશાળની આજુબાજુ બીલકુલ મકાન નહીં હોવાથી નિશાળના ઓટલાપરથી એક બે માઇલ સુધી નજર પ્હોંચી શકતી હતી. દૂરથી એક ગાડી આવતી દેખી સેમ્યુઅલે ફીનાબાઇને કહ્યું "ફીનાબાઇ, સાહેબની ગાડી આવતી દેખાય છે, સર્વ તૈયારીઓ સંપૂર્ણ છે ને ?"

ફીનાબાઇએ મંદ હાસ્ય કરી જવાબ દીધો, "યથા-શક્તિ સર્વ તૈયારીઓ આપણે કરી છે. આવા નિર્જન જંગલ જેવા સ્થળમાં આના કરતાં વધારે સારી તૈયારીઓ થવી અશક્ય છે. સાહેબ માયાળુ તથા ગુણગ્રાહી છે માટે તમે કોઇ પણ વાતની ચિંતા કરશો નહિં. પરમેશ્વરની કૃપા હશે તો તેઓ જરૂર આપણા કામથી પ્રસન્ન થશે, આપણને સારી ગ્રાંટ અપાવશે અને મીસ સાહેબ આગળ આપણાં વખાણ કરશે."

આ વાતચીત પુરી થાય છે એટલામાં તો ગાડી આવી પહોંચી. બુકસેલરનો એજન્ટ હાથમાં બેગ લઇ નીચે ઉતરી પડ્યો. સેમ્યુઅલ ગાડી સુધી સાહેબને લેવા સ્હામે ગયો

ને સાહેબ ગાડીમાંથી ઉતર્યા એટલે નીચા વળી સાહેબને સલામ કરી. સેમ્યુઅલ સાથે સાહેબ નિશાળની અંદર પેઠા એટલે ક્રીનાબાઇએ બે હાથ જોડી હસતે મ્હોંએ માથું નમાવી સાહેબને નમન કર્યું અને આંખના ઇસારાથી વિદ્યાર્થીઓને આવકારનું ગીત ગાવા સૂચના કરી. બાળકોએ તરત ગીત ગાવા માંડયું. વચ્ચે વચ્ચે ક્રીનાબાઇએ પોતાના મધુર સ્વરે પૂરવણી કરવા માંડી. ચોપડીઓ વેચનાર ચેતી ગયો કે કાંઇ ભૂલ થાય છે અને સૂધળાં તેને ડેપ્યુટી સમજી આવકાર આપે છે. પરંતુ તે રમૂજી સ્વભાવનો હતો તેથી 'ટીખળ ચાલવાદો' બે ઘડી ગમ્મત થશે અને એ બહાને મારૂં કામ પણ સારી રીતે થશે એમ ધારી ભૂલ સુધારવાનું તેણે ઉચિત ધાર્યું નહીં. તરતજ તેણે સેમ્યુઅલને પુછ્યું, " માસ્તર સાહેબ, હું આજે આવવાનો છું તેની તમને ખબર તો મળી હતીને ? " સેમ્યુઅલે નીચા નમી સલામ કરી જવાબ દીધો. " હા. સાહેબ, આપનો પત્ર મને વખતસર પ્હોંચ્યો હતો. અને આપની સૂચના મુજબ રજીષ્ટર તેમ બીજાં પત્રકો મ્હેં તૈયાર રાખ્યાં છે. ગામડાનું કામ છે, જંગલી ભીલ લોકો સાથે કામ લેવાનું છે. આપ તો દાના માણસ છો તેથી બધી વાત ધ્યાનમાં રાખશો એની મને સંપૂર્ણ ખાત્રી છે. અને હું આશા રાખું છું કે નિશાળના કામ બદલ તેમ રજીષ્ટર રાખ્યા બદલ આપના મુબારક હાથે મારી સારી કદર થશે ને મને સારી ગ્રાંટ મળશે."

વેશધારી ડેપ્યુટીને હવે કાંઇ સમજણ પડવા લાગી કે

મારે શી રીતે કામ લેવું. પ્રથમ તો તેણે સભ્યતા બતાવી સેમ્યુઅલ તથા ક્રીનાબાઇને કહ્યું "તમે બંને જણાં મારી સમક્ષ ઉભાં રહ્યાં છો તે મને ઠીક લાગતું નથી. પહેલાં તમે બેસો પછી આપણે નિરાંતે કામનો આરંભ કરીશું. તમારી નિશાળનો બહારનો દેખાવ જોઇ હું બહુ ખુશ થયો છું. કોઇપણ ગામમાં આવી સુંદર અને સ્વચ્છ નિશાળ મારા જોવામાં આવી નથી. તમારે ગ્રાંટ બાબત બીલકુલ ચિંતા કરવી નહીં. તમારી મહેનતની પુરેપુરી કદર થશે. હવે પહેલાં મને રજીષ્ટર બતાવો." તરતજ સેમ્યુઅલે ટેબલના ખાનામાંથી રજીષ્ટર કાઢી સાહેબની પાસે મુકયું. તેમ સંખ્યા, હાજરી, ખર્ચ વગેરેનાં પત્રકે. પણ રજુ કર્યાં.

આમતેમ પાનાં ફેરવી ડેપ્યુટી સાહેબ બોલ્યા, "શું સુંદર રજીષ્ટર છે! આટલી બધા કાળજીથી તૈયાર કરેલું રજીષ્ટર મારા જોવામાં કદીપણ આવ્યુંજ નથી. બીલકુલ ડાઘા તથા છેકાછેકી તો છેજ નહીં. અક્ષર પણ છાપેલા જેવા લાગે છે, રજીષ્ટર કોણ લખે છે?" તરતજ ક્રીનાએ આગળ આવી સ્મિત હાસ્ય સાથે સાહેબને નમન કરી ધીરા અને મધુર સ્વરે સાહેબને જવાબ દીધો, "હું તૈયાર કરૂં છું સાહેબ" "આ તમારા અક્ષર છે?" "હા સાહેબ." આવા સુંદર અક્ષર ને તે પણ એક સ્ત્રીના! ગઇ સાલ મુંબાઇમાં કેળવણી–પ્રદર્શન ભરવામાં આવ્યું હતું તેમાં આ રજીષ્ટર અથવા તો તમારા અક્ષરનો બીજો કોઇ નમુનો મેકલ્યો હોત તો તમને જરૂર ચાંદ મળત."

તરતજ તેણે પોતાના ગજવામાંથી એક ડાયરી કાઢી અંગ્રેજીમાં લખ્યું "રજીષ્ટર ઉત્તમ." કીનાબ ઇતે અંગ્રેજી આવડતું હતું. તીક્ષ્ણ આંખે શું લખાયું હતું તે તેણે જોઈ લીધું. "Excellent" શબ્દ લખાયલો જોઇ તેનો આત્મા પ્રસન્ન થયો.

"ચાલો માસ્તર સાહેબ, હવે આપણે નિશાળની રીતસર તપાસ શરૂ કરીએ. પણ પ્રથમ તો મ્હારે તમને બે ત્રણ અંગત પ્રશ્નો પુછવાના છે. તેમાં કાંઇ અસભ્યતા જેવું લાગે તો ક્ષમા કરશો." પછી તેણે નિશાળ સ્થાપન થયાની તારીખ, બંને શિક્ષકોને મળતો પગાર વગેરે પ્રશ્નો પુછી છેવટે હિમ્મત રાખી શિક્ષક તથા શિક્ષિકાનું સગપણ પુછ્યું. સેમ્યુઅલે જવાબ દીધો "અમે એક બીજાનાં ખાસ સગાં તો નથી. પણ એક બીજાને ધર્મનાં ભાઇ બ્હેન સમજીએ છીએ." ડેપ્યુટી સાહેબને આ જવાબ પસંદ પડયો હોય એમ જણાયું નહીં.

"માસ્તર, તમને ખબર છે કે સરકારે હાલમાં કેળવણી સંબંધી પોતાની પદ્ધતિમાં ફેરફાર કર્યો છે. માનસિક કેળવણી કરતાં શારીરિક કેળવણી તરફ લક્ષ આપવું એવો અમારાપર સરકારનો ખાસ હુકમ છે. છોકરાઓને ગણિત કે ઇતિહાસ ભૂગોળ આવડે છે કે નહીં તે જાણવાની હું દરકાર કરતો નથી. પણ તેમનાં શરીર સુધારવાને માટે તમે શું શું ઉપાયો લો છો તે મારે ખાસ જાણવું છે. છોકરાઓના ચહેરાપરથી તો તેઓ તંદુરસ્ત અને આનંદી લાગે છે."

સેમ્યુઅલને આવી જાતની પરીક્ષા બહુ પસંદ તો ના પડી પણ સાહેબ પાસે ગ્રાંટ લેવાની એટલે તેણે પોતાનો વિરોધ દર્શાવ્યો નહીં અને જવાબ દીધો, "સાહેબ, છોકરાઓને હું સંગીત સહિત ડ્રીલ કરાવું છું. તેમ તીરકાંમઠા તથા ગેડીદડાની રમતો પદ્ધતિસર રમાડું છું."

ડેપ્યુટી સાહેબ—"બહુ સારૂ, ચાલો ત્યારે મને ડ્રીલ તથા રમતો બતાવો." ડેપ્યુટી સાહેબના ખ્યાલમાં એ ના આવ્યું કે નિરંતર ખેતરોમાં રમતાં કુદતાં છોકરાંઓને શારીરિક કેળવણી તો કુદરત તરફથીજ મળે છે. એમના શરીરનું બંધારણ સારૂં ના હોય તો તેમાં શારીરિક કેળવણીની ખામી કરતાં ખરાબ પાણી તથા ભુખમરો વધારે જવાબદાર છે. સેમ્યુઅલે કાંઈ બ્હીતાં બ્હીતાં જવાબ દીધો, "સાહેબ એ છેવટે જુઓ તો-હાલમાં બીજા વિષયો તપાસો તો. ડેપ્યુટી સાહેબ-"ચાલો ત્યારે એમ કરીએ. ભૂગોળ અને આરોગ્યશાસ્ત્રના એકાદ બે પ્રશ્નો પુછી લઉં છું. જો કે તેમ કરવાની મારી ખાસ ઇચ્છા નથી."

આવી ગામઠી નિશાળોમાં માત્ર લખતાં વાંચતાં તથા સાધારણ ગણિતજ શીખવવામાં આવે છે. ભુગોળ, આરોગ્ય શાસ્ત્ર વગેરે વિષયોને ગામઠી નિશાળોમાં સ્થાન નથી એ વાત ડેપ્યુટી સાહેબને યાદ દેવડાવવાની સેમ્યુઅલની હીમ્મત ચાલી નહીં. કારણ કે તેમ કરવા જતાં સાહેબને કદાચ માઠું લાગે તો ગ્રાંટમાં નુકશાન જાય.

સાહેબે એક છોકરાને પ્રશ્ન પુછયો, "અલ્યા, ગંગા ક્યાં આવી ?"

આ છોકરો નવાગામના પાટીદારનો હતો ને તેની બ્હેનનું નામ ગંગા હતું. તરતજ તે બોલી ઉઠયો, "સાહેબ ગંગા તો ઘેર છે. તે અહીંઆં ભણવા નથી આવતી." આ જવાબ સાંભળી સેમ્યુઅલ તથા ક્રીના બંનેને હસવું આવ્યું. સાહેબ પણ ખુશ થયા હોય એમ લાગ્યું. તેઓ બોલ્યા "છોકરાઓ ચાલક અને હાજર જવાબી છે. આવા વિદ્યાર્થીઓ તમારી નિશાળમાં છે તેને માટે હું તમને ખાસ અભિનંદન આપું છું." તરતજ તેમણે ડાયરી કાઢી અંગ્રેજીમાં લખ્યું "ભૂગોળ ઉત્તમ, છોકરાઓ ચાલાક અને હાજરજવાબી." ક્રીનાબાઇની તીક્ષ્ણ આંખે તે વાંચી લીધું અને તેને આનંદ થયો—"ચાલો હવે હું આરોગ્યશાસ્ત્રના એકાદ બે પ્રશ્નો પુછી લઉં." પોતાની કંપની તરફથી આરોગ્યશાસ્ત્રનું એક પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું. રેલવેમાં લાંબી મુસાફરીમાં વખત ગાળવાને માટે એ પુસ્તક એમણે ઘણીવાર વાંચેલું હતું તેથી તેમની માન્યના હતી કે એ વિષયમાં તેઓ સારૂં જ્ઞાન ધરાવે છે.

તેમણે એક છોકરાને સવાલ પુછ્યો, "છોકરા, કોઇ ડુબતા માણસને પાણીની બહાર કાઢીએ તો તેને ભાનમાં લાવવાને આપણે શું કરવું ?" એક ભીલના છોકરાએ જવાબ દીધો, "સાહેબ એને ઉંધો સુવાડી પેટમાંથી પાણી કાઢી નાંખવું." સાહેબ બહુ ખુશ થઈ બોલ્યા,

“શાબાશ” બીજા છોકરાને સાહેબે પ્રશ્ન પુછ્યો “અલ્યા શરીરનું મોટામાં મોટું હાડકું કયું?” એક ભીલના છોકરાએ જવાબ દીધો, “સાહેબ, ખોપરીનું.” સાહેબને એવો ખ્યાલ હતો કે જાંગ આગળનું હાડકું મોટામાં મોટું. છે. પણ છોકરાની ભૂલ સુધારવા જતાં કદાચ પોતાના અજ્ઞાનનું પ્રદર્શન થઈ જાય એવી દેહશતથી તેઓ મુંગા રહ્યા. તરતજ તેમણે ડાયરી ઉઘાડી લખી લીધું, “આરોગ્યશાસ્ત્રનું જ્ઞાન ઉત્તમ” ફીનાબાઇને એ વાંચી અતિ આનંદ થયો.

ડેપ્યુટી સાહેબ—“માસ્તર, તમે છોકરાઓના અક્ષર સુધારવાને કાંઈ કૉપીઑપી લખાવો છો?”

સેમ્યુઅલઃ “ના, સાહેબ, હજી શરૂ કરી નથી પણ આવતે વર્ષે શરૂ કરવાનો વિચાર છે.”

ડેપ્યુટી—“તમારો વિચાર ઘણો સારો છે. આવતે વર્ષે જરૂર શરૂ કરજો. ને આ મેકમીલન કંપનીની કૉપી હું તમને આપું છું. તે સસ્તામાં સસ્તી છે, તેના કાગળ પણ સારા છે માટે ગામડાની નિશાળોમાં તે ઠીક પડશે. તમારાં છોકરાંઓને માટે એ જાતની કૉપીઓ મંગાવજો. શિક્ષકોને કમીશન પણ એ કંપની તરફથી સારૂં મળે છે” એમ કહી પોતાની બેગમાંથી કૉપીના ચાર ભાગની એક એક નકલ કાઢી તેણે તે નકલોશિક્ષકને બક્ષીસ આપી. સેમ્યુઅલે નીચાવળી સલામ કરી આભર સાથે એ બક્ષીસ સ્વીકારી. “ચાલો, માસ્તર, હવે મારે રમત ગમત જોવી છે. તે બતાવો.”

આટલા ટુંકા વખતમાં સાહેબની પરીક્ષા પુરી થઈ જશે એવો ક્રીનાબાઇ તથા સેમ્યુઅલને ખ્યાલ નહોતો. તેમણે વિદ્યાર્થીઓને હુકમ કરી દીધો કે "જાઓ તીર કામઠાંની રમત શરૂ કરી દો." ભીલ વિદ્યાર્થીઓ આ સાંભળી બહુજ આનંદમાં આવી ગયા અને તેમણે ગીત સાથે તીર કામઠાની રમત શરૂ કરી. થોડીવાર સુધી તે જોયા પછી ડેપ્યુટી સાહેબે ગેડી દડાની રમત જોવાની ઇચ્છા દર્શાવી. તેમની ઇચ્છા મુજબ એ રમત પણ તેમને બતાવવામાં આવી. પછી ડેપ્યુટી સાહેબની પરવાનગીથી છોકરાંઓને તે દિવસે છુટ્ટી આપવામાં આવી. છોકરાંઓ આનંદ કલ્લોલ કરતાં તરતજ નિશાળમાંથી વીખરાઇ ગયાં. પછી ડેપ્યુટી સાહેબે કહ્યું "માસ્તર, તમારી નિશાળથી હું બહુજ ખુશ થયો છું. આવા સુખી અને આનંદી વિદ્યાર્થીઓ કોઈ પણ સ્થળે મારા જોવામાં આવ્યા નથી. તમને પુરેપુરી ગ્રાંટ મળવી જોઇએ અને તેને માટે હું ભલામણ કરીશ. તમારી નિશાળમાં મને બધું સંપૂર્ણ લાગે છે. માત્ર એક બાબતની ખામી માલમ પડે છે તેથી તેને માટે ગ્રાંટની ભલામણ મારાથી થઇ શકે એમ નથી." ડેપ્યુટી સાહેબને કઇ બાબતની ખામી માલમ પડી તેનો સ્હેજ પણ ખ્યાલ સેમ્યુઅલ તથા ક્રીનાબાઇને આવ્યો નહી. કાંઇક ઉતરી ગયેલે મ્હોંએ સેમ્યુઅલે જવાબ દીધો, "આપને જે બાબતની ખામી માલમ પડતી હોય તે કૃપા કરી જણાવશો એટલે યથાશક્તિ તે ખામી દૂર કરવા અમે પ્રયાસ કરીશું."

ડેપ્યુટી સાહેબે મ્હો મલકાવી જવાબ દીધો, " જુઓ માસ્તર સાહેબ, સરકારે હાલમાં એવું ઠરાવ્યું છે કે ગામડાની નિશાળમાં એક પુરુષ અને એક સ્ત્રી એમ શિક્ષકો હોય ને તે બંને ધણીધણીઆણી હોય તો તેવી નિશાળોને ૨૫ રૂપીઆ ખાસ ગ્રાંટ આપવી. હું દીલગીર છું કે આ ખાસ ગ્રાંટની હું તમારી નિશાળ માટે ભલામણ કરી શકતો નથી " આ સાંભળી સેમ્યુઅલ તથા કીનાબાઈ બંને ઉદાસ થઇ ગયાં હોય તેમ જણાયાં, અને કાંઇપણ જવાબ ન દેતાં નીચું જોઇ રહ્યા. ઘડીભેર ત્યાં સંપૂર્ણ શાંતિ પ્રસરી રહી. ડેપ્યુટી સાહેબે તે શાંતિ તોડી અને બોલ્યા " આવાં સ્ત્રી–પુરુષ શિક્ષકો ડેપ્યુટીની મુલાકાત વખતે ધણીધણીઆણીના સગપણથી એક બીજા સાથે જોડાયલાં ના હોય પરંતુ ડેપ્યુટીની હવે પછીની મુલાકાત વખતે એવી જાતના સંબંધથી જોડાવવાની તેઓ કબુલાત આપે તો તેમને રૂા. ૫૦ ખાસ લગ્નના બોનસ તરીકે આપવા અને રૂા. ૨૫ ની ખાસ ગ્રાંટ પણ આપવી.

ડેપ્યુટી સાહેબના આ શબ્દો સાંભળી સેમ્યુઅલ તથા કીના બંનેના ચહેરાપર કાંઇક આનંદ અને કાંઇક શરમની લાગણી પ્રસરી રહી..બંનેનાં હૃદય ધડકવા લાગ્યાં. બંનેમાંથી કોઈની પણ હિંમત ઉંચું મ્હોં કરવાની ચાલી નહિ.

બંનેને એક બીજા સાથે આવા પ્રકારનો સંબંધ જોડવાનો વિચાર નહીં આવેલો એમ નહોતું. પણ પોતાની લાગણી પ્રદર્શીત કરવાની બેમાંથી કોઇની પણ હિંમત

ચાલી નહોતી. ક્રિનાબાઇના દીહણ આવ્યા પછી તરત જ સેમ્યુઅલે જાણી લીધું હતું કે તેની સહચારિણી થવાને રૂથ કરતાં ક્રીના વધારે યોગ્ય હતી. પરંતુ રૂથ તથા યાકુબ તરફથી તિરસ્કાર થયા પછી સેમ્યુઅલની સ્થિતિ દુધનો બળ્યો છાશ ફુંકીને પીનાર જેવી થઇ હતી. તેમ ક્રીનાના ચહેરાપર સૌંદર્ય તથા સદ્‌ગુણનો પ્રભાવ એટલો બધો સ્પષ્ટ દેખાતો હતો કે કોઇપણ પુરુષ તેના તરફ વિકારની દૃષ્ટિથી જોવાની હિંમત ચલાવી શકે એમ નહોતું. આ કારણોને લીધે સેમ્યુઅલ પોતાની લાગણીઓ પ્રદર્શીત કરી શક્યો નહોતો. સેમ્યુઅલ આખો દિવસ ઉદાસને ઉદાસ રહેતે. કોઇપણ મનુષ્યના પરિચય કરતાં તેને એકાંત વધારે પ્રિય હતું. તે નિરંતર આ સંસારની અસારતા તથા સાધુતાની જ વાતો કરતો તેથી તેમ સ્ત્રી જાતિની સ્વાભાવિક શરમને લીધે ક્રીનાબાઇથી પણ પોતાની લાગણીઓ પ્રદર્શીત થઇ શકી નહોતી. પરંતુ તેને ખાત્રી થઇ હતી કે કુશળ નાવિક વગર તેનાથી આ ભવસાગર તરી શકાય તેમ નથી. બહારથી ઉદાસ ને જીવનથી નાસીપાસ થએલા સેમ્યુઅલની અંદર રહેલું ઉત્તમ ચારિત્ર્યબળ ક્રીના જોઇ શકી હતી. વળી તેને ખાત્રી થઇ ગઇ હતી કે તેની અત્યારની પરિસ્થિતિમાં સેમ્યુઅલ કરતાં વધારે યોગ્ય સાથી તેને મળી શકે એમ નથી. ડેપ્યુટી સાહેબ તરફથી આ અણધારી પણ આનંદદાયક સૂચના સાંભળી બંને અંતઃકરણ પૂર્વક તેમનો ઉપકાર માનવા લાગ્યાં. લગભગ પાંચ મીનીટ સુધી

ત્યાં સંપૂર્ણ શાંતિ પ્રસરી રહી. છેવટે નીચું મ્હોં રાખીને સહેજ ધ્રુજતાં ધ્રુજતાં સેમ્યુઅલે ભાગીતુટી ભાષામાં જવાબ દીધો, "સાહેબ, ફ્રીનાબાઇને મારા જેવા અલ્પજનને પોતાના જીવનસાથી તરીકે સ્વીકારવા વાંધો ના હોય તો આપની સૂચના સ્વીકારવા તેમ આજના દિવસને મારા જીવનના સુખીમાં સુખી દિવસ તરીકે ગણવા હું તૈયાર છુ." સેમ્યુઅલના આ શબ્દો સાંભળી ફ્રીનાનું હૃદય આનંદથી પ્રફુલ્લિત થયું. નીચું મ્હોં રાખીને પણ સેમ્યુઅલ કરતાં વધારે હિંમત અને સ્પષ્ટતાથી તેણે જવાબ દીધો, "સાહેબ, સેમ્યુઅલ જેવા લાયક પુરુષ આ રંક દાસીને સ્વીકારવા ખુશી બતાવે છે તો મારી શી મગદુર કે હું આપની ઇચ્છાનો અનાદર કરૂં ? લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મ્હોં ધોવાં જાઉ ને સહજ પ્રાપ્ત થયેલો આ ઉત્તમ અવસર ગુમાવું તો મારા જેવું મૂર્ખ કોણ ?"

ડેપ્યુટી સાહેબ બંનેના જવાબથી બહુ ખુશ થએલા જણાયા. તેમણે તરતજ જવાબ દીધો, "સેમ્યુઅલ તથા ફ્રીનાબાઇ, તમે બંને એકબીજાને માટે હરેક રીતે યોગ્ય છો, તમારા જીવનનું નવીન પ્રકરણ ઉઘાડવાનું નિમિત્ત હું બનું છું તેથી મને પણ આજે બહુજ આનંદ થાય છે. આ પ્રસંગે હું તમને બંનેને ખરા અંતઃકરણથી અભિનંદન આપું છું, અને તમારી જીંદગી સુખી નીવડો એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરૂં છું. ચાલો ત્યારે ૫૦ રૂપીઆના ખાસ લગ્નના બોનસ માટે તમારી હું ભલામણ કરીશ.

આટલું બોલી ગજવામાંથી ડાયરી કાઢી તેણે કાંઈ લખી લીધું. એ શું લખે છે તે વાંચવાની ફીનાએ આ વખતે બીલકુલ દરકાર કરી નહીં.

(૪)

ડેપ્યુટી સાહેબને હવે વિચાર આવ્યો કે આ નાટક જલદીથી આટોપી લેવું જોઇએ; કારણ કે ખરા ડેપ્યુટી ઓચિંતા આવી પ્હોંચશે તો બધી ભડ વેરાઇ જશે. તરતજ તેઓ બોલ્યા, 'ચાલો હવે હું રજા લઉં છું. આશા રાખું છું કે આવતી સાલ હું અહીંઆં આવીશ ત્યારે ફીનાબાઇ, તમને મીસીસ સેમ્યુઅલના નામથી સંબોધન કરવા હું ભાગ્યશાળી થઇશ.' ફીનાબાઈને સ્હેજ હસવું આવ્યું. તેણે તરતજ જવાબ દીધો, "સાહેબ, અમે બંને આપનાં અત્યંત આભારી છીએ. આપના દરજ્જા પ્રમાણે આપનું સ્વાગત કરવાને તો અમારી શક્તિ નથી પરંતુ ફુલ નહીં તો ફુલની પાંખડી, અમારૂં રંક સ્વાગત આપ સ્વીકારશો તો અમે આપનો ઉપકાર માનીશું. આપ થોડીવાર થોભો." સેમ્યુઅલે તરતજ નવાગામના કુંભારને બોલાવ્યો. તે ચ્હાના પ્યાલા રકાબી તથા મેવા મીઠાઇની રકાબીઓ લાવી ટેબલપર ગોઠવી ગયો. ડેપ્યુટી સાહેબે જવાબ દીધો, "આટલી બધી તકલીફ લેવાની જરૂર નહોતી. પણ આટલા બધા ભાવથી તમે જંગલમાં સંગળ કરી દીધું છે તો તેનો અસ્વીકાર કરવાની અસભ્યતા હું બતાવી

શકતો નથી. તમે બંને પણ મારી સાથે બેસી આ વસ્તુઓનો ઉપયોગ કરો એવી મારી ઇચ્છા છે. આ શબ્દો સાંભળી સેમ્યુઅલ તથા કીનાબાઇ બંનેને બહુ જ નવાઇ લાગી. બંને એક બીજાનાં મ્હોં સામુ જોવા લાગ્યાં. છેવટે સેમ્યુઅલે જવાબ દીધો, "સાહેબ અમે ખ્રીસ્તી છીએ તે આપની જાણ બહાર નહીં હોય."

ડેપ્યુટી સાહેબ--"હું તે જાણું છું. કેટલાક અભિમાની હિંદુઓ દેશી ખ્રીસ્તીઓને અસ્પૃશ્ય ગણે છે તે પણ મારી જાણ બહાર નથી. પણ તમે શિક્ષક જેવો પવિત્ર ધંધો કરો છો તેથી હું તમને બ્રાહ્મણ સમજુ છું. તેથી તમ.રી સાથે એક ટેબલપર નાસ્તો લેવાને મને બીલકુલ વાંધો નથી. વધુ રગઝગ કર્યા વિના સેમ્યુઅલ તથા કીનાબાઇ પણ પોતાના પ્યાલા રકાબીઓ ટેબલપર મુકી સાહેબની સામા નાના સ્ટુલો.પર બેસી ચહા પાણી પીવા તથા નાસ્તો લેવા બેસી ગયાં. આમ આનંદમાં પા અર્ધો કલાક ચહા પાણી પીવામાં તથા વાતચીત કરવામાં ગાળ્યો. પણ એવામાં ડેપ્યુટી સાહેબની નજર બારી તરફ જતાં ઘણે દુરથી આવતી એક ગાડી તેમના જોવામાં આવી. પોતાનું કામ ઝડપથી આટોપી લઇ હાથ મ્હોં ધોઇ નાખી પોતાની બેગ હાથમાં લઇ તેમણે ચાલવા માંડયું, એટલે કીનાબાઇ હાથમાં ફુલનો હાર લઇ સાહેબની સામા ઉભી રહીને હસતું મ્હોં રાખી મધુર સ્વરે બોલી, " સાહેબ, આ પુષ્પમાળા સ્વીકારી અમને ઉપકૃત કરશો. " ડેપ્યુટી સાહેબે હસતું મ્હોં

રાખી પોતાનું માથું નીચું નમાવ્યું. ક્રીનાબાઈએ સાહેબના ગળમાં હાર પ્હેરાવ્યો. સેમ્યુઅલે કલગી તથા પાનસોપારી આપ્યાં. વેશધારી સાહેબે તરત જ વિદાયગીરી લીધી. "પધારજો સાહેબ, અમે આપનાં અત્યંત આભારી છીએ" એમ બોલતાં બોલતાં ક્રીનાબાઈ તથા સેમ્યુઅલ બંને સાહેબની ગાડી સુધી તેમને વળાવવા ગયાં; ડેપ્યુટી સાહેબની ગાડી હંકારાઈ એટલે પાછાં તેઓ નિશાળમાં આવી બાકી રહેલા નાસ્તાને ફરી ન્યાય આપવા બેઠા. ડેપ્યુટી સાહેબની મુલાકાતનો દિવસ આટલો બધો સારો નીવડશે તેનો સ્વપ્ને પણ સેમ્યુઅલ તથા ક્રીનાબાઈને ખ્યાલ નહોતો. આજે તેઓ બંને જણાં આનંદ તથા ઉલ્લાસમાં આવી ગયાં હતાં. બહાર શું બને છે તેની બીલકુલ પણ દરકાર કર્યા વગર ડેપ્યુટી સાહેબનો ભલો અને હસમુખો સ્વભાવ, તથા તેમની માયાળુ રીતભાતનાં વખાણ કરતાં તેઓ આનંદથી ચ્હા તથા મેવા મીઠાઈનો ઉપભોગ કરતાં હતાં.

બહાર ગાડીનો અવાજ વધારે સ્પષ્ટ સંભળાવવા લાગ્યો. પરંતુ કોણ આવ્યું છે તે જાણવાની પણ એમણે દરકાર કરી નહીં. ગાડી નિશાળના બારણા આગળ આવીને ઉભી રહી પણ બેમાંથી કોઈપણ ઉઠીને બહાર ગયું નહીં. ગાડીમાંથી એક ગૃહસ્થ તથા તેમનો પટાવાળો નીચે ઉતર્યા. આગળ પટાવાળો ને પાછળ ગૃહસ્થ એમ બંને જણ નિશાળના મકાનમાં પેઠા. હવે સભ્યતાની

ખાતર સેમ્યુઅલ તથા ફીનાબાઇ પોતાની જગ્યા પરથી ઉઠી ઉભાં થયાં. પણ બંનેનાં મ્હોં ચેવડથી ભરેલાં હતાં. નવા ગૃહસ્થે કાંઇ ગુસ્સાથી પુછ્યું: "પાદરીની નિશાળ આ કે બીજી"? સેમ્યુઅલે ચેવડો ચાવી જઈ બેદરકારીથી જવાબ દીધો. "આ જ."

નવા આવનાર ગૃહસ્થ—"શિક્ષક ક્યાં છે? તમે શિક્ષકને બોલાવશો?"

સેમ્યુઅલ—"અમે બંને જ શિક્ષકો છીએ. તમારે શું કામ છે?"

નવા આવનાર ગૃહસ્થને આ જવાબ કાંઇ વિચિત્ર લાગ્યો. કાંઇક ગુસ્સો કરી તે બોલ્યા, "તમને ખબર નથી કે આજે તમારી નિશાળની પરીક્ષા થવાની છે?"

સેમ્યુઅલ—"મને તે ખબર છે."

નવા આવનાર ગૃહસ્થ—"ત્યારે છોકરાઓ ક્યાં છે? નિશાળનો આવો ઢંગ મેં કોઈ પણ ઠેકાણે જોયો નથી."

સેમ્યુઅલ—"સાહેબ, ડેપ્યુટી સાહેબની રજાથી હમણાં જ મ્હેં નિશાળ છોડી દીધી છે પરીક્ષા લઇ સાહેબ દસ મીનીટ પરજ અહીંથી વિદાય થયા છે."

નવા આવનાર ગૃહસ્થ—"કયો વળી સાહેબ અહીંઆં આવી ગયો? કોણે પરીક્ષા લીધી? પરીક્ષા તો મારે લેવાની છે. અને તેની ખાતર તો સાત આઠ માઇલ તડકા તાપમાં અથડાઇ કુટાઈ હું અહીંઆં આવ્યો છું."

સેમ્યુઅલ—પંચમહાલ્સ તથા રેવાકાંઠાના આસીસ્ટંટ ડેપ્યુટી સાહેબ મી. ઠાકોર પરીક્ષા લઈ અહીંથી ગયા.

નવા આવનાર ગૃહસ્થ—બીજા કયા મી. ઠાકોર આવી ગયા. હું પોતે જ પંચમહાલ્સ તથા રેવાકાંઠાનાં આસીસ્ટંટ ડેપ્યુટી મી. ઠાકોર છું. આ મારા પટાવાળાની ચપરાશપરના શબ્દો તો વાંચી જુઓ. ચપરાશપરના શબ્દો વાંચતાં સેમ્યુઅલ તથા ફીનાબાઇ બંનેનાં મ્હોં ફીકા પડી ગયાં. કોઇ ઉઠાઉગીર તેમને આબાદ બનાવી ગયો એવો તેમને હવે ખ્યાલ થવા લાગ્યો. સેમ્યુઅલના હાથ મ્હોં સ્વચ્છ નહોતાં તેમ તે હવે છેકજ ગભરાઈ ગયો હતો. ડેપ્યુટી સાહેબ સાથે વાતચીત કરવાની પણ તેનામાં હવે શક્તિ રહી નહીં. ઉતરી ગયેલે મ્હોંએ તેણે ફીનાબાઇ તરફ જોઇ કહ્યું "ફીનાબાઇ, સાહેબને સર્વ વાતથી વાકેફ કરો. હું હાથ મ્હોં ધોઇ હમણાં આવું છું. તરતજ તે બહાર ગયો. પોતાના હાથ મ્હોં ધોઈ નાંખી તે સ્વચ્છ થયો, તેણે ટેલબપરથી પ્યાલા રકાબી વગેરે ઉઠાવી લઇ ટેબલ સાફસુફ કરી નાંખ્યું. ને પાછો બે હાથ જોડી તે સાહેબની સમક્ષ આવી ઉભો રહ્યો. આ દરમીઆન ફીનાબાઇએ સાહેબને સર્વ હકીકતથી વાકેફ કર્યા. શરમાતાં શરમાતાં પચાસ રૂપીઆના ખાસ બોનસની વાત પણ મર્યાદામાં રહી સાહેબને કહેવાને તે ચુકી નહીં. એટલામાં તો સેમ્યુઅલ પણ ત્યાં આવી પહોંચ્યો. તેણે પણ બે હાથ જોડી અત્યંત નમ્રતાથી સાહેબની માફી માંગી ને બોલ્યો, "સાહેબ

આપના સ્વાગતને માટે આણેલી સર્વ સામગ્રીઓ પણ આ વેશધારી ડેપ્યુટીનું સ્વાગત કરવામાં વપરાઇ ગઇ છે. હું હવે છેક લાચાર થઇ ગયો છું. આપ દયા લાવી મારો ગુન્હો માફ કરશો."

ડેપ્યુટી સાહેબને પ્રથમ તો નિશાળનો આવો વેષ તથા શિક્ષકોનો અવિવેક જોઇ ગુસ્સો ચડયો હતો; પણ સર્વ હકીકત સાંભળી તેમનો ગુસ્સો ઉતરી ગયો. તેમને પણ બધી વાત સાંભળી હસવું આવ્યું. તે બોલ્યા "માસ્તર, કોઇ ઉઠાઉગીર તમને આબાદ બનાવી ગયો. પણ હવે તે આપણી સત્તાની બહાર ચાલ્યો ગયો છે. આપણે તેને કાંઇ કરી શકીએ એમ નથી. હવે તમે ગમે તેમ કરી છોકરાંઓ ભેગાં કરી લાવો. હું અર્ધો કલાક અહીંઆં બેઠો છું." ભીલોની વસ્તીવાળા ગામમાં એકવાર છોડી મુકેલા છોકરાઓને એકઠા કરવાનું કામ કેટલું મુશ્કેલ છે તેનો ખ્યાલ ત્યાંના શિક્ષક સિવાય બીજા કોઇને ભાગ્યે જ આવશે. સેમ્યુઅલે નમ્રતાથી જવાબ દીધો, "સાહેબ, છોકરાઓ તો સીમમાં કે ડુંગરામાં ઢોરો ચરાવવા નાશી ગયા હશે. ગામનો વિસ્તાર ચાર પાંચ માઇલ લાંબો છે તેથી આજે તો તેમ એકઠા કરવાનું બની શકશે નહીં. આપ કાલે પધારશો ?" નિશાળની આવી સ્થિતિથી સાહેબનો મીજાજ મૂળ તો ગયેલો હતો. સેમ્યુઅલના આ શબ્દોથી બળતામાં ઘી હોમાયું. આજના દિવસનું કામ ડાયરીમાં શું બતાવવું. ગોઠવી રાખેલો કાર્યક્રમ શી રીતે ફેરવવો. જુદે જુદે ઠેકાણે

વાહનોની ગોઠવણ અગાઉથી કરી રાખી હતી એટલે કાર્ય-ક્રમ બદલાય તો ફરી વાહનોની ગોઠવણ થઇ શકે એમ નહેતું. આ તરફ ટપાલ નહીં હોવાથી કાર્યક્રમ ફેરવ્યાની ખબર અન્ય સ્થળોએ પ્હોંચાડવાનું પણ મુશ્કેલ હતું. તેથી તેમણે ગુસ્સામાં જવાબ દીધો, "એ કશું બનશે નહીં, અર્ધા કલાકમાં તમે છોકરાઓ નહીં લાવો તો હું અહીં-આથી ચાલ્યો જઇશ. કાલે સ્હવારે તો ફરી અહીં આવવાનું બની શકેજ નહિં. તાપ તડકામાં દસ માઇલ આજે આવ્યો તે નકામો! હું પાછો જાઉં ને ફરી પાછો કાલે આવું! જાણે તમારી નિશાળની પરીક્ષા લેવા શીવાય મારે બીજો કામધંધો નહીં હોય. અર્ધા કલાકમાં તમે છોકરાઓ નહીં લાવો તો હું ચાલ્યો જઈશ. ફરી આ વર્ષમાં મારાથી અહીંઆં આવવાનું બનશે નહીં. ને આ વર્ષની તમારી ગ્રાંટ પણ તમને મળી શકશે નહીં."

ડેપ્યુટી સાહેબનો ક્રોધ જોઇ સેમ્યુઅલ તો ગભરાઇ ગયો. લાંબા સમયથી બાંધેલા મનના મનોરથો ધુળ મળી જશે. ગ્રાંટની ગ્રાંટ જશે ને મીસ સાહેબ તથા મોટા પાદરી સાહેબનો ઠપકો મળશે તે જુદો! બધી વાત જગ-જાહેર થતાં ફજેત થવાશે એ વધારામાં! આવા વિચારોથી સેમ્યુઅલના મ્હોં ઉપરનું નુર છેકજ ઉડી ગયું. તેણે બ્હીતાં બ્હીતાં જવાબ દીધો "સાહેબ મારાપર કૃપા કરી આજની રાત અહીંઆ રહી જાઓ. માઇલ દોઢ માઇલપર પાટી-દારનું ગામ છે ત્યાં આપને માટે વ્યવસ્થા કરી દઉં છું.

સ્હવારમાં વહેલા છોકરાઓને ભેગા કરી લાવીશ, *આઠ વાગતા પહેલાં સર્વ કામથી ફારગ થઈ આપ વિદાય થઈ શકશો."

ડેપ્યુટી સાહેબ—"એમાંનું કશું બને એમ નથી. મ રાથી રાત રહી શકાય તેમ છે જ નહીં. સવારે વહેલા છોટાઉદેપુર તરફ જવાનો કાર્યક્રમ મેં નક્કી કર્યો છે તે ફરે એમ નથી માટે જે વખત ગુમાવોછો તે તમારો જાય છે."

છેવટે નિરાશ થઈ એક દિશા તરફ સેમ્યુઅલ અને બીજી દિશા તરફ ફીનાબાઇ છોકરાઓની શોધમાં નીકળી પડયાં. એકાદ કલાક આમ તેમ આથડી ચારે તરફ મોટા છોકરાઓને દોડાવી તેમણે માંડમાંડ ૨૫-૩૦ છોકરાઓ એકઠા કર્યા. સાહેબે પરીક્ષા લેવાની શરૂ કરી. આ સાહેબની પરીક્ષા પહેલા ડેપ્યુટીની માફક ટુંક વખતમાં પતી ગઇ નહીં. તેમણે તો દરેક છોકરાને પાસે બોલાવી પાઠ વંચાવ્યા શબ્દો લખાવ્યા, આંકનાં પલાખાં તથા ગણિતના દાખલા લખાવ્યા, બહુજ બારીકાઇથી રજીષ્ટર તપાસ્યું. તેમાં કેટલીક ભૂલો પણ કાઢી. શિક્ષકોને ઘણી સૂચનાઓ કરી, બે કલાક સુધી પરીક્ષા લઈ સાહેબ કોઇપણ જાતનું સ્વાગત લીધા સીવાય સાંજના ૭ વાગે વિદાય થયા.

નિશાળમાંથી ઘેર જઇ છોકરાઓ પોતાનાં માબાપને કહેવા લાગ્યા કે "આજે તો અમારી નિશાળમાં બે ડેપ્યુટીઓ આવ્યા હતા. પહેલા ડેપ્યુટી તો બહુજ સારા હતા પણ પાછળથી આવેલા ડેપ્યુટી તો કાંઇ સારા નહોતા."

ડેપ્યુટી સાહેબની ભલામણપરથી સેમ્યુઅલને પચાસ રૂપીઆ ખાસ બોનસ તરીકે મળ્યા કે કેમ તે, તો અમે જાણતા નથી. પરંતુ નિશાળની પરીક્ષા થઇ રહ્યા. પછી પંદર દિવસે વડોદરે જઇ સેમ્યુઅલ તથા ફીનાબાઈ એક બીજા સાથે લગ્નની પવિત્ર ગાંઠથી જોડાયાં. બંને ઉંચા વિચારનાં, સંસ્કારી અને પવિત્ર હોવાથી તેમનું સાંસારિક જીવન બહુ સુખમય નીવડ્યું. ખ્રીસ્તીધર્મનું ખરેખરૂં રહસ્ય તેઓ સમજેલાં હોવાથી પોતાનું આખું જીવન તેમણે દીહણ ગામમાં લોકસેવામાં ગાળ્યું. જંગલી ભીલ લોકોએ પણ ધીમેધીમે તેમના સ્વાર્થત્યાગ અને સમાજસેવાની કદર કરવા માંડી. જતે દિવસે દીહણ તથા આસપાસનાં ગામડાંમાં તેઓ દેવની માફક પૂજાવાં લાગ્યાં.



# પ્રાર્થનાનો સમય*

દરરોજ પા અર્ધો કલ્લાક વહેલી નિશાળે આવનારી મધુરી આજે બીજો ઘંટ વાગી ગયો છતાં નિશાળમાં આવેલી નહીં હોવાથી બીજી શિક્ષિકાઓને તેમ મધુરીના વર્ગની વિદ્યાર્થિનીઓને નવાઇ લાગી; અને તેના સંબંધમાં અનેક જાતના તર્કવિતર્કો થવા લાગ્યા. મધુરીની નાની બ્હેન લીલા તેજ શાળાના ઉપલા વર્ગમાં ભણતી હતી. તે નિશાળે આવેલી હતી; તેથી "મધુરી બ્હેન હજી સુધી કેમ નિશાળે આવ્યાં નથી?" "તે અહીંઆં છે કે બહાર ગામ ગયાં છે?" "તેમની તબીઅત તો સારી છે ને?" "તે આજે નિશાળે આવવાનાં છે કે નહિ?" એવા અનેક જાતના પ્રશ્નો તેને પુછવામાં આવ્યા. પરંતુ તેના તરફથી કોઈ પણ જાતનો સંતોષકારક ખુલાસો મળી શક્યો નહીં. થોડો વખત રાહ જોયા પછી શાળાની મુખ્ય શિક્ષિકાએ હુકમ બહાર પાડ્યો કે મધુરીના વર્ગની વિદ્યાર્થિનીઓએ માલતિના વર્ગની વિદ્યાર્થિનીઓ સાથે બેસવું અને બંને વર્ગો માલતિએ ચલાવવા. મુખ્ય શિક્ષિકાના હુકમનો અમલ

---

* Katharine Mansfield ની "The Singing Lesson" નામની વાર્તા ઉપરથી સંવત ૧૯૮૫ (૧૯૨૯)ના 'ગુજરાત'ના દીપોત્સવી અંકમાં પ્રગટ થયેલી.

કરવાને માલતિએ પોતાના વર્ગની એક વિદ્યાર્થિનીને નીચે જઇ મધુરીના વર્ગની વિદ્યાર્થિનીઓને ઉપર બોલાવી લાવવા મોકલી. પરંતુ તેણે તરતજ પાછા આવી માલતિને કહ્યું "માલતિ બહેન, મધુરી બહેન તો આવી ગયાં છે."

મધુરીના વર્ગની વિદ્યાર્થિનીઓને બીજી કોઇ શિક્ષિકાના વર્ગમાં જઈ બેસવાનું બીલકુલ ગમતું નહોતું; તેમ બીજી કોઇ શિક્ષિકા તેમનો વર્ગ લેવા આવે તે પણ તેમને પસંદ નહોતું. મધુરી નિશાળે આવવામાં બહુજ નિયમિત હોવાથી એવો પ્રસંગ કવચિતજ બનતો. આજે મધુરી બહેન આવેલાં નથી તેથી આપણે માલતિ બહેનના વર્ગમાં બેસવાનું છે એ ખબર સાંભળી મધુરીના વર્ગની વિદ્યાર્થિનીઓ દીલગીર થઈ ગઇ. એવામાં તેમણે દૂરથી મધુરીને આવતી જોઇ એટલે પક્ષીઓની માફક "મધુરી બહેન આવ્યાં, મધુરી બહેન આવ્યાં" એવો આનંદ કલ્લોલ તેમણે કરી મુકયો અને મધુરીના આગમનને હર્ષથી વધાવી લીધું.

શાળામાં માત્ર મધુરીનો વર્ગ પહેલે માળે બેસતો હતો. બીજા બધા વર્ગો બીજે માળે બેસતા હતા. શાળાનું કામ શરૂ કરતાં પહેલાં મુખ્ય શિક્ષિકાની ઓફીસમાં જઇ દરેક શિક્ષિકાએ તેને મળવું અને શિક્ષિકાઓના હાજરી પત્રકમાં પોતાના આવ્યાના વખતની નોંધ કરવી એવો શાળામાં નિયમ હતો, પણ મધુરી આજે બીલકુલ ઉપર ચઢી નહીં. તે સીધી પોતાના વર્ગના બારણા તરફ વળી. એવામાં ધબધબ કરતો અવાજ દાદર ઉપર સંભળાયો

અને એક પળ વારમાં તો માલતિ મધુરીના વર્ગના ઓર-ડાના ઉમરા ઉપર આવીને ઉભી રહેલી દેખાઇ. પોતાના અવાજમાં કૃત્રિમ મીઠાશ આણી માલતિ બોલી, "કેમ છો? મધુરી બ્હેન, તબીઅત તો સારી છે ને? આજે કેમ આટલું બધું મોડું થયું?–પણ તમે આટલા બધા ધ્રુજો છો શા માટે? અત્યારે કાંઈ શીઆળો નથી ઉનાળો છે છતાં તમને ટાઢ વાય છે!" મધુરીએ કાંઇ ક્રોધની અને કાંઇ તિરસ્કારની દૃષ્ટિ માલતિ તરફ નાંખી અને પોતાનાં મોં ઉપર પરાણે હાસ્ય લાવવાનો પ્રયત્ન કરતાં કરતાં જવાબ દીધો, "મને આજે ટાઢની કંપારી આવે છે, તાવ ભરાય એમ લાગે છે." કાંઇક અસભ્યતાથી માલતિએ મધુરીનો હાથ પકડયો અને બોલી, "ના, નારે, તાવ જેવું તો કાંઈએ જણાતું નથી, તમારો હાથ તો ઠંડો બરફ જેવો છે. તમે ડરી ગયા હો એમ કેમ લાગો છો? કાંઈ ના બનવા જેવો બનાવ તો નથી બન્યો?" પારકાના કામમાં આવી રીતે માથું મારવાની અને વગર અધિકારે તેને આવો અસભ્ય પ્રશ્ન પુછવાની માલતિની આ ટેવ મધુરીને બીલકુલ ગમી નહીં, પણ સ્વભાવથી જ તે ક્ષમાશીલ અને વિવેકી હોવાથી તેણે જવાબ દીધો, "માલતિ બ્હેન ખાસ કાંઇ નથી." માલતિએ ડોકું ધુણાવ્યું અને બોલી, "મધુરી બ્હેન, તમે શું કામ ખરી હકીકત છુપાવો છો? તમે છુપાવવાનો ગમે તેટલો પ્રયત્ન કરો તો પણ કોઈ પણ જાણી શકે એમ છે કે આજે કાંઇ એવું બન્યું કે છે તેનાથી તમે છેકજ ગભરાઈ ગયાં છો." આમ

ચીણગારી સળગાવી જેવી આવી તેવી ઝડપથી માલતિ ધબધબ કરતી દાદરો ચઢી ગઇ અને મેડા ઉપર પોતાના વર્ગમાં જઇ બેઠી. માલતિના છેલ્લા શબ્દો સાંભળી મધુરીના પેટમાં ફાળ પડી અને તે મનમાં બોલવા લાગી. "શું એને બધી વાતની ખબર પડી ગઇ હશે? ના, ના, એને તે શી રીતે ખબર પડે? મારા અને ધનવંત વગર બીજું કોઇ એ વાત શી રીતે જાણી શકે? આમાં માલતિનો હાથ તો નહીં હોય? ના, ના, હું માલતિ ઉપર નકામી વહેમાઉ છું. માલતિ તો ધનવંતને ઓળખતીએ નહીં હોય, એનું પુરું નામ અને ઠેકાણું પણ એ જાણતી નહીં હોય, મોટા બ્હેનને પણ મે હજી ધનવંતનું પુરું નામ તથા ઠેકાણું કહ્યા નથી તો માલતિ તે કયાંથી જાણે? લીલાને ફોસલાવી એની પાસેથી બધી વાત જાણી લઇ માલતિએ આ તોફાન તો નહીં કર્યું હોય? ના, ના, હું માલતિને બહુ અન્યાય કરૂં છું. મારા સુખમાં માલતિ શું કામ આડે આવે! મારી અને તેની નાત જાત તદન જુદી છે. માલતિને મારા લગ્ન સાથે શું સંબંધ હોય કે તેમાં તે વિઘ્ન નાંખે?" આવા આવા અનેક જાતના તર્ક વિતર્કો મધુરી પોતાના મન સાથે કરવા લાગી.

મધુરી અને માલતિ બંને એકજ શાળામાં શિક્ષિકાઓ હતી; બંનેની ઉમ્મર પણ લગભગ સરખીજ હતી. પરંતુ બંનેમાં આસમાન જમીન જેટલો તફાવત હતો. મધુરી સીધી, સરળ અને નિષ્કપટી હતી. તેનું હૃદય સ્વાભાવિક રીતે પ્રેમાળ હતું, અને તે ભોળે ભાવે એવુંજ સમજતી

હતી કે બધા તેને શુદ્ધ પ્રેમથી ચહાય છે. તેનો સ્વભાવ મળતાવડો અને આનંદી હતો, તેનું મોં હંમેશાં હસતુંજ રહેતું, પરમેશ્વરે તેને એક આદર્શ શિક્ષિકા થવાને સરજી હોય એમ જણાતું હતું. બાળકો ઉપર તેને અજબ પ્રેમ હતો, અને બાળકો પણ તેને એટલાજ પ્રેમથી ચાહતાં હતાં. તેને જે કામ સોંપવામાં આવતું હતું તે તે આનંદ અને ઉમંગથી કરતી હતી. તેના આ ગુણોને લીધે તે બધાને અત્યંત પ્રિય થઇ પડી હતી. માલતિથી મધુરીની આ લોકપ્રિયતા સહન થઇ શકતી નહોતી માલતિ મધુરી કરતાં ચાર પાંચ વર્ષ પહેલાં નોકરીમાં જોડાઈ હતી, શરુઆતમાં એક શિક્ષિકા તરીકે તેણે સારી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હતી અને કેટલેક અંશે તે લોકપ્રિય પણ હતી. પણ જેવી રીતે ચંદ્રના ઉગ્યા પછી તારાઓનું તેજ ઝાંખું પડી જાય છે તેવી રીતે મધુરીના આવ્યા પછી માલતિની કીર્તિ ઝાંખી પડી ગઇ હતી. આથી માલતિના હૃદયમાં મધુરી પ્રત્યે ઇર્ષ્યાનો દાવાનળ સળગી ઉઠ્યો હતો. મધુરીને કેમ હલકી પાડું, તેની કીર્તિને કેવી રીતે કલંક લગાડું એજ હવે માલતિના જીવનનું મુખ્ય કાર્ય થઈ પડ્યું હતું; તેથી તે વખતે કે કવખતે મધુરીની નિંદા કરતી હતી અને તેના સંબંધમાં અનેક જાતની ખરી ખોટી વાતો ફેલાવતી હતી. માલતિ મારી અદેખાઈ કરે છે, મને વગોવે છે એવી વાતો મધુરી પાસે પણ કોઇ કોઇ વખતે આવતી હતી ખરી. આથી મધુરીને માલતિ ઉપર ક્ષણ વાર ક્રોધ પણ ચઢતો હતો. પણ તેનું મન મોટું હતું અને તેનો સ્વભાવ

ઉદાર હતો તેથી તરતજ તે બધું ભુલી જતી અને કોઇ પણ જાતના કપટ વગર માલતિની સાથે નિર્દોષ વ્યવહાર રાખે જતી હતી.

મધુરી આજે નિશાળે આવી હતી ખરી પણ તેનો હંમેશનો આનંદ અને ઉત્સાહ આજે કોણ જાણે કયાં જતો રહ્યો હતો? તેના ચ્હેરા ઉપર નિરાશા–ઘોર નિરાશાની છાયા પ્રસરી રહેલી સ્પષ્ટ દેખાઇ આવતી હતી. તેના કોમળ હૃદયમાં કોઈએ તિક્ષ્ણ ખંજર ભોકી દીધું હોય અને તેના કારી ઘાથી તેનું હૃદય ચીરાઇ જતું હોય એમ જણાતું હતું. તેનું ચિત્ત આજે બીલકુલ સ્વસ્થ નહોતું. તેના મગજમાં તો અનેક જાતની ગડભાંજ ચાલી રહેલી હતી. માલતિના ગયા પછી તે એક યંત્રની માફક પોતાના વર્ગમાં પેઠી અને ખુરસી ઉપર જઇ બેઠી. જેવી તે ખુરસી ઉપર બેઠી કે તરતજ તેની માનીતિ શિષ્યા ચંદ્રકાંતાએ ટેબલ પાસે આવી ટેબલ ઉપર આઠ દસ ગુલાબના સુંદર ફુલો મુકયાં અને મોં ઉપર સ્મિત લાવી મધુરીને નમન કર્યું. દરરોજ જયારે દિવસની શરુઆતમાં મધુરી પોતાના વર્ગમાં પ્રવેશ કરી ખુરસી ઉપર બેસે કે તરતજ ચંદ્રકાંતા ટેબલ ઉપર સુંદર ગુલાબના પુષ્પો મુકી જાય અને પોતાની પ્રિય શિક્ષિકાને હસતે મુખે નમન કરી પોતાની જગ્યાએ બેસી જાય. કેટલાએ મહીના થયાં મધુરીના વર્ગનો આ નિત્યનો કાર્યક્રમ થઇ પડયો હતો. મધુરી પણ હંમેશાં હસતે મુખે ચંદ્રકાંતાની ભેટ સ્વીકારે અને સામું તેને

આવ્યો છું. આપની કીર્તિની સુવાસ છેક દુર તક્ષશીલા સુધી પણ ફેલાઈ રહી છે. જ્યારથી મેં આપના યશોગાન સાંભળ્યા છે, ત્યારથી મારા રાજમહેલો, મારી સ્ત્રીઓ, મારા મિત્રો તેમ આ સંસારના ભોગ વિલાસો એ કશા ઉપર મારૂં ચિત્ત ચોંટતું નથી. કશામાં મને હવે બિલકુલ રસ કે આનંદ જણાતો નથી. મારા હૃદયને કશાથી શાંતિ મળતી નથી. ઈંદ્રિઓના સુખોની હવે મને લાલસા રહી નથી. માટે મારા ઉપર કૃપા કરી મને આપની સેવામાં રાખો અને મને આપનો શિષ્ય બનાવો. આપ કહેશો તે પ્રમાણે ઉગ્ર તપ તેમ વ્રત ઉપવાસ કરવા હું તૈયાર છું."

બુદ્ધ ભગવાને રાજકુંવરનું આ બધું કહેવું ઘણી શાંતિથી સાંભળ્યું. પરંતુ તેમણે રાજકુંવરને બિલકુલ પ્રત્યુત્તર આપ્યો નહીં. તેમણે માત્ર હસતું મોં રાખી પ્રેમાળ દૃષ્ટિથી તેના સામે ટગર ટગર જોયાજ કર્યું.

થોડીવાર શાંત રહી રાજકુંવર સૂર્યકાંતે ફરી પાછી પોતાની પ્રાર્થના શરૂ કરી, "ઓ ભગવાન, તમે મારી આ નમ્ર પ્રાર્થનાનો પ્રત્યુત્તર કેમ આપતા નથી? તમે મને આપનો શિષ્ય થવા યોગ્ય ગણો છો કે નહીં? હે સાધુ પુરુષ, જન્મથી તે આજ સુધી મેં પવિત્ર જીવન ગાળ્યું છે. ધર્મશાસ્ત્રની આજ્ઞાઓનું મેં કદી પણ ઉલ્લંઘન કર્યું નથી. નિત્ય નિયમસર મેં પ્રભુની પ્રાર્થના કરી છે. નિયમસર વ્રત ઉપવાસો કર્યા છે. કોઈ પણ જાતનું પાપ કર્યાનું મારા સ્મરણમાં પણ નથી; માટે મારા ઉપર કૃપા

કરો. આપ મને આપનો શિષ્ય બનાવવા યોગ્ય ગણો છો કે નહીં ?"

બુદ્ધ ભગવાને બિલકુલ બોલ્યા ચાલ્યા વગર માત્ર પોતાનું ડોકું ધુણાવીને ના પાડી.

યુવાન રાજપુત્રે ફરી પાછી પોતાની પ્રાર્થના શરૂ કરી: "મહારાજ, કહો ત્યારે હું શું કરૂં ? કેવી રીતે ચાલું ? કેવી જાતના વ્રત ઉપવાસ કરૂં ? કેવી તપશ્ચર્યા કરૂં, જેથી હું આપનો શિષ્ય થવની યોગ્યતા પ્રાપ્ત કરી શકું ? મને આપ કૃપા કરીને તે સમજાવો."

બુદ્ધ ભગવાને જવાબ દીધો: "તું ખરાહૃદયથી એ યોગ્યતા પ્રાપ્ત કરવાનો પ્રયાસ કરીશ, એટલે એ યોગ્યતા શી રીતે પ્રાપ્ત કરી શકાય, તેની તને આપોઆપ સમજણ પડશે."

રાજકુંવરે અત્યંત અધીરાઇથી પૂછ્યું, "સમજણ પડશે ? નક્કી સમજણ પડશે ?" પણ બુદ્ધ ભગવાને બિલકુલ પ્રત્યુત્તર આપ્યો નહીં.

ઘણી વાર સુધી બુદ્ધ ભગવાનના પ્રત્યુત્તરની રાહ જોયા પછી આખરે થાકી દુઃખી અને નિરાશાથી ભરેલા હૃદયે રાજકુંવરે જવાબ દીધો, "ભલે, આપની ઇચ્છાને હું આધીન થાઉ છું. આપ મારી કસોટી કરવાની ઇચ્છા રાખો છો, તો કસોટી કરી જુઓ."

બુદ્ધ ભગવાને હસતાં હસતાં પ્રેમાળ સ્વરે જવાબ દીધો, "હા કદાચ એમ પણ હોય."

રાજકુંવરે પૂછ્યું, "ફરી પાછો આપના દર્શનાર્થે હું ક્યાં અને ક્યારે આવું ?"

બુદ્ધ ભગવાને જવાબ દીધો, "આજ સ્થળે ચોમાસું વીતી ગયા બાદ બરોબર સાત માસે આજ તિથિએ."

એક પણ શબ્દ બોલ્યા વગર તે રાજકુંવર ફરી પાછો ભગવાન બુદ્ધને લાંબો થઇને પગે પડયો. થોડી વાર પછી તે બેઠો થયો અને એક વાર ફરીથી બે હાથ જોડી બુદ્ધ ભગવાનને પ્રણામ કરી તેણે તે સ્થળેથી વિદાયગીરી લીધી. જોતજોતામાં તે અને તેની સાથે આવેલા ઘોડેસ્વારો તે સ્થળેથી અદ્રશ્ય થઇ ગયા. સર્વત્ર અંધકાર વ્યાપી રહ્યો. મૃગલી ઉઠી બુદ્ધ ભગવાનના ખોળામાં પોતાનું માથું મૂકી પોતાના બચ્ચાને પોતાની બાથમાં લઇ સૂઈ ગઇ. પણ આથી ભગવાન બુદ્ધની શાંતિમાં સહેજ પણ ભંગ પડયો નહીં. તે તો એક ચિત્તે પોતાના ધ્યાનમાં નિમગ્ન થઇ ગયા હતા.

દિવસો પર દિવસો વહી જતા વાર લાગી નહીં. ચોમાસું આવ્યુ ને ગયું. ચોમાસુ વીતી ગયે સાત માસ થઇ ગયા; અને બુદ્ધ ભગવાન પોતાનો શિષ્ય થવાની ઇચ્છા રાખનાર રાજકુંવરની રાહ જોતા બેઠા.

સૂર્ય ક્યારનોએ આથમી ગયો હતો. સંધ્યાકાળ પણ વીતી ગયો. સર્વત્ર અંધકારનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું હતું. એ અંધકારની ભયંકરતામાં વધારો કરવાને ઓચિંતુ આકાશ વાદળથી ઘેરાઇ ગયું: તોફાનના ચિહ્નો સ્પષ્ટ

નજરે પડવા લાગ્યા, અને થોડી વારમાં પુષ્કળ પવન અને વીજળીના ગડગડાટો સાથે મુશળધાર વરસાદ વરસવા લાગ્યો. તોફાની પવનને લીધે જંગલના ઝાડો પણ હાલી ઉઠ્યા. નબળા પોચા ઝાડો તો જડમૂળથી ઉખડીને પડી પણ ગયા. માત્ર જે ઝાડ નીચે બુદ્ધ ભગવાન ધ્યાનમાં નિમગ્ન થઇને બેઠેલા હતા તેજ ઝાડ બીલકુલ પણ હાલ્યા ચાલ્યા વગર સ્થીર અને ટટાર ઉભું રહી શકયું હતું. વરસાદનું એકપણ ટીપું બુદ્ધ ભગવાનના શરીર ઉપર પડયું નહોતું. તોફાન શાંત પડવાના ચિહ્નો બીલકુલ જણાતા નહોતાં. નબળા પોચા મનનો મનુષ્ય આવી ભયંકર રાત્રીએ આવા ઘાડા જંગલમાં પ્રવેશ કરવાની હિંમત ધરી શકે નહીં. પણ રાજકુંવર સૂર્યકાંતનો નિશ્ચય આવા ભયંકર તોફાનથી પણ ડગે એમ નહોતો. ભીંજાઇ ગયેલે કપડે તે એકલો ઓચિંતો ઘોડા ઉપર બેસી ત્યાં આવી પહોંચ્યો. ઘોડાને નજદીકના ઝાડે બાંધી તે લાંબો થઇ બુદ્ધ ભગવાનને પગે પડયો. થોડી વારે તે બેઠો થયો અને બે હાથ જોડી અતિ નમ્રતાથી બોલ્યોઃ "ભગવાન, જે સમયની હું અત્યંત અધિરાઇથી નિરંતર રાહ જોયા કરતો હતો, તે સમય આખરે આવ્યો. આપનાથી છૂટો પડયો ત્યારથી તે અત્યાર સુધી મેં શાસ્ત્રની આજ્ઞાનુસાર પવિત્ર જીવન ગાળ્યું છે; વ્રત તથા ઉપવાસો કર્યાં છે. સ્ત્રીઓનો સંગ છોડી દઇ એક ત્યાગી તપસ્વીની માફક હું રહ્યોછું. કોઇ પણ જાતના ભોગ વિલાસમાં મારૂં મન સરખુંએ મેં પરોવ્યું

નથી. એકાંતમાં કલાકોના કલાકો સુધી પ્રભુનું ધ્યાન ધર્યું છે, અને ઉગ્ર તપશ્ચર્યા કરી છે. હવે આપ મને આપના શિષ્ય તરીકે સ્વીકારશો ?"

બુદ્ધ ભગવાને માત્ર ડોકું ધુણાવી ના પાડી. રાજકુંવરનું ધૈર્ય હવે ખૂટી ગયું. તેની આંખેમાંથી દડદડ આંસુ પડવા લાગ્યા. ડુસકાં ભરતાં ભરતાં તે બોલ્યો. "હે પ્રભુ, તમારા શિષ્ય તરીકે મને સ્વીકારવાની તમે કેમ ના પાડો છો ? એનાં કારણો મને કહેવાની કૃપા કરશો ?"

ભગવાન બુધ્ધે અત્યંત પ્રેમથી રાજકુંવરના માથા ઉપર હાથ ફેરવ્યો, અને અતિ પ્રેમાળ સ્વરે તેને કહ્યું, "હે વીર પુરૂષ, તારે માટે જે કસોટીની મેં યોજના કરી હતી, તે તદ્દન જૂદા પ્રકારની હતી. તારી સ્ત્રીઓનો તેમ સંસારના બીજા સુખોનો ત્યાગ કરવાની તારે કાંઇ જરૂર નહોતી. વ્રત અને ઉપવાસ કરવાની જરૂર પણ નહોતી. સંસારના સુખો ભોગવતો રહીને પણ તું મારો શિષ્ય થવાની યોગ્યતા પ્રાપ્ત કરી શકત. તારે માટે જે કસોટીની મેં યોજના કરી હતી, તેમાં તું નિષ્ફળ નિવડયો છું. તું ઘેર પાછો જા. સદ્દગુણી અને પવિત્ર જીંદગી ગુજાર. એટલેથી સંતોષ પામી નિરાંતે સુખ ચેનમાં રહે. મારો શિષ્ય થવાની હજી તારે બહુ વાર છે.

રાજકુંવરને આ શીખામણ રૂચી નહીં. માનસિક દુઃખ અને નિરાશાને લીધે તેની આંખોમાં આંસુ ભરાઇ આવ્યા. તે ગળગળો થઇ ગયો, અને અત્યંત લાગણીથી ભરપૂર

હૃદયે બોલ્યો, "ભગવન, હું કઇ કસોટીમાં નિષ્ફળ નીવડયો છું તે મને કહો. મારા દુઃખમાં અને મારી શરમમાં એથી વધારો થાય તેની મને ચિંતા નથી. મારે આપની પાસે એ કસોટી સંબંધી જ્ઞાન મેળવવું છે. હે પ્રભુ, હજી હું અંધકારમાં છું એમ મને લાગે છે. પ્રભુ મારો અજ્ઞાનરૂપી અંધકાર દૂર કરી મને સત્યના પ્રકાશમાં લઈ જાઓ."

ભગવાન બુધ્ધે તેના વાંસે અત્યંત પ્રેમથી હાથ ફેરવ્યો, અને તેને આશ્વાસન આપીને કહ્યું "વત્સ, તારી ઇચ્છા છે, તો હું તને મારી કસોટી કેવી હતી, અને તેમાં તું કેવી રીતે નિષ્ફળ નીવડયો એ તને સમજાવું છું. પહેલી કસોટી એ હતી, કે તું લોક નિંદાની પર જઇ શકે છે કે કેમ તે મારે તપાસવું હતું. હે રાજકુંવર! તને યાદ છે કે જે અપરાધ તેં કર્યો નહોતો તે અપરાધ તેં કર્યો છે એવો આક્ષેપ તારા પર આવ્યો, અને લોકો તારી નિંદા કરવા લાગ્યા અને તને પાપી અને દુરાચારી સમજવા લાગ્યા.. આવી સ્થિતિમાં મારો શિષ્ય થવાની યોગ્યતા ધરાવનાર બિલકુલ ઉશ્કેરાય નહીં. પોતાના મનની શાંતિ બિલકુલ ગુમાવે નહીં પરંતુ આનંદી અને બેદરકાર રહી બધુ શાંતિથી જોયા કરે. સત્ય આખરે એની મેળે તરી આવશે, એવી એને અચળ શ્રધ્ધા હોય. થાકશે ત્યારે લોકો પોતાની મેળેજ તેની નિંદા કરતા બંધ પડશે એવો દૃઢ વિશ્વાસ રાખી પોતાનો બચાવ કરવાની તે બિલકુલ દરકાર કરે નહીં;

તેમ પોતાના આત્માને ક્લેશ આપી દુઃખી થાય નહીં. પણ તું લોક નિંદાથી ગભરાઇ ગયો. ઉશ્કેરાઇ ગયો, તારા આચરણ અને ચારિત્ર્યનો બચાવ કરવા નીકળી પડયો. તેં તારા આત્માને નાહક ક્લેશ આપ્યો. તારો જીવ બાળ્યો. તારા મનની શાંતિ તેં તોડી અને તું દુઃખી થયો. આ તારી પહેલી નબળાઇ, મારી કસોટીમાં આ તારી પહેલી નિષ્ફળતા."

રાજપુત્ર સૂર્યકાંતે જવાબ દીધો, "પ્રભુ, આપ સર્વજ્ઞ છો. આપ જાણો છો કે હું તદ્દન નિર્દોષ હતો, છતાં લોકો મારા ચારિત્ર્ય ઉપર ખોટા ખોટા આક્ષેપો મૂકી મારી નિંદા કરવા મંડી પડયા. મારા પિતાને કાને તેમણે મારી ખોટી ખોટી વાતો કરી. તેમની સમક્ષ પણ મને હલકો પાડવાનો પ્રયત્ન કર્યો. આવી સ્થિતિમાં મારે બધું મુંગે મોંએ સહન કર્યે જવું? મારે મારો બિલકુલ બચાવ ન કરવો? હું જો દોષિત હોત તો મને બહુ લાગત નહીં. એ આક્ષેપો અને નિંદા હું મુંગે મોંએ સહન કરત. પરંતુ હું જાણતો હતો કે હું તદ્દન નિર્દોષ છું, એટલે મારે મારો બચાવ કરવો પડયો. બુદ્ધ ભગવાને જવાબ દીધો: "દુનિયાનો સામાન્ય માણસ જેમ કરે તેમ તેં કર્યું હતું. અને એ કૃત્યને માટે સામાન્ય માણસનો હું દોષ ના કહાડું પણ મારો સિષ્ય થવા ઇચ્છાનારે તો લોકનિંદા, અન્યાય, ખોટા આક્ષેપો, એ બધું બિલકુલ પણ બડબડાટ કર્યા વગર શાંતિથી સહન કરવું જોઇએ સ્તુતિથી તેણે હરખાવવું

જોઇએ નહીં, તેમ નિંદાથી તેણે દુઃખી થવું જોઇએ નહીં. નિંદા કે સ્તુતિ એ બેમાંથી એકની જેના મન ઉપર બિલકુલ અસર થતી નથી-સ્તુતિથી જે ફુલાઈ જતો નથી અને નિંદાથી જે ઉશ્કેરાઈ જતો નથી-તેજ મારો શિષ્ય થવાને યોગ્ય છે."

રાજકુંવર સૂર્યકાંતે પોતાનું માથું નીચું નમાવી બુદ્ધ ભગવાનને નમન કર્યું.

બુદ્ધ ભગવાને આગળ ચલાવ્યું, "બીજી કસોટીમાં પણ તું નિષ્ફળ નીવડયો. તેં હજી રાગદ્વેષને તજ્યા નથી. તારા મિત્ર વાસુદેવને તું અત્યંત પ્રેમથી ચહાય છે. તેનાથી છૂટા પડતી વખતે તારા હૃદયને અત્યંત દુઃખ થયું હતું. તારા અંગત મંડળમાંથી તેને ખસેડી તારા પિતાએ તેની બીજે ઠેકાણે બદલી કરી, ત્યારે તેમ થતું અટકાવવાને તેં કેટલી બધી ધાંધળ કરી મૂકી હતી? છેવટે જ્યારે તારૂં કાંઈ ચાલ્યું નહીં અને એને તારા અંગત મંડળમાંથી ખસેડવામાં આવ્યો, ત્યારે તું કેટલો બધો દુઃખી થયો હતો! આવી જાતનો એક મનુષ્ય પ્રત્યેનો અનુરાગ મારો શિષ્ય થવાની ઇચ્છા રાખનારમાં હોવો જોઇએ નહીં."

રાજકુંવરે જવાબ દીધો, "ભગવાન, મારો ભાઇ જયદેવ વાસુદેવનો કટ્ટો શત્રુ છે તે હું જાણતો હતો. તે વાસુદેવની નિરંતર ઇર્ષા કર્યા કરતો હતો. મારા અંગત મંડળમાંથી ખસેડી તેના અંગત મંડળમાં વાસુદેવને લઈ

જવાનો જયદેવનો હેતુ શુદ્ધ નહોતો. તે તો એમ કરીને વાસુદેવને ખરાબ કરવા માંગતો હતો. એની આવી રીતે ખરાબી થતી અટકાવવાના હેતુથી વાસુદેવની જયદેવના મંડળમાં બદલી થતી અટકાવવાને મેં પ્રયાસ કર્યો હતો. એ પ્રયાસમાં મારો હેતુ શુદ્ધ હતો."

ભગવાન બુદ્ધે જવાબ દીધો, "એ બધું ખરૂં, પણ મારો શિષ્ય થવાની ઇચ્છા ધરાવનાર આવી જાતની આસક્તિ, પ્રેમ કે અનુરાગની પર હોવો જોઇએ. જયદેવ વાસુદેવને કેવી રીતે ખરાબ કરી શકત? કોઇ કોઇને ખરાબ કરી શકે છે, એ મિથ્યા ભ્રમ છે. વાસુદેવમાં પ્રેમ હશે, નમ્રતા હશે, તો ધીમે ધીમે જયદેવ પણ વાસુદેવ ઉપર પ્રેમ રાખવાનું શીખત. સંસારના ભોગ વિલાસ, સ્ત્રી, ધન, અને રાજગાદીનો ત્યાગ કરવો એ પ્રમાણમાં સહેલું છે. પણ આવી જાતની અંગત આસક્તિનો ત્યાગ કરવો, અનુરાગનો ત્યાગ કરવો, કોઇ પણ જાતના ભેદ ભાવ વગર પ્રાણી માત્ર ઉપર પ્રેમ અને સમભાવ રાખવો એ મુશ્કેલ છે. અંગત પ્રેમ, અંગત આસક્તિ અને અનુરાગનો જે સહેલાઇથી ત્યાગ કરી શકે, તેજ મારો શિષ્ય થવાની યોગ્યતા પ્રાપ્ત કરી શકે."

રાજકુંવર સૂર્યકાંતે ફરી બુદ્ધ ભગવાનને પગે પડી તેમને નમસ્કાર કર્યાં. બુદ્ધ ભગવાન શાંત રહ્યા. રાજકુંવરે કહ્યું, "પ્રભુ હજી આપની બીજી કઇ કઇ કસોટીઓમાં હું નિષ્ફળ નીવડયો તે મને કહો; મારા દોષો મને બતાવી

મને શરમીંદો બનાવી દો. અજ્ઞાનના અંધકારમાંથી મને જ્ઞાનના પ્રકાશમાં લઇ જાઓ."

ભગવાન બુધ્ધે અત્યંત પ્રેમાળ સ્વરે આગળ ચલાવ્યું, "હે વીર રાજકુંવર! મારી ત્રીજી કસોટીમાં પણ તું નિષ્ફળ નીવડયો છું. તેં હજી દયા, ક્ષમા કે ઉદારતાના સદ્‌ગુણો પ્રાપ્ત કર્યા નથી. તારી એક સ્ત્રી યમુનાએ વિકારને વશ થઈ નબળાઇ બતાવી એક વાર પાપી કર્મ કર્યું. તેનું અજ્ઞાન, તેની નાની વય અને તેનો બિનઅનુભવ એ કશાનો પણ વિચાર કર્યા વગર તેં એકદમ તેનો ત્યાગ કર્યો અને તારા મહેલમાંથી તેને કાઢી મૂકી."

રાજકુંવરે જવાબ દીધો "હે પ્રભુ, ત્યારે હું બીજું શું કરૂં? મારે મારી, મારા કુટુંબની તેમ મારા રાજ્યની પ્રતિષ્ઠા સાચવવી કે નહીં? રાજાના પાટવી કુંવરની વહુ, ભવિષ્યની રાજમાતા પાપી અને અનીતિમાન સ્ત્રી છે એમ જગત્ જાણે તો પ્રજાજન ઉપર તેની કેવી અસર થાય? રાજ્યમાં નીતિના નિયમો કેવી રીતે સાચવી શકાય? તેના આવા ભયંકર ગુન્હા બદલ હું તેને શિક્ષા ન કરૂં, તો પવિત્રતાના મારા આદર્શોનું શુ થાય?"

ભગવાન બુધ્ધે શાંતિથી જવાબ દીધો: "વીર રાજકુંવર, તને એક વાર ફરી કહું છું કે સામાન્ય મનુષ્ય જેમ કરે તેમ તેં કર્યું છે. આવાં કૃત્ય બદલ એક સામાન્ય રાજાને કે રાજકુંવરને હું દોષિત ન ગણું પોતાના નીતિના

આદર્શોનું રક્ષણ કરવું, પ્રજા ઉપર નીતિનો સારો દાખલો બેસાડવો એ સામાન્ય રાજાની ફરજ છે એ હું પણ સમજું છું અને એ દ્રષ્ટિએ હું તને દોષિત ગણતો નથી. પણ મારો શિષ્ય થવાની યોગ્યતાનો દાવો કરનારના ચારિત્ર્યની કસોટી જુદી છે તે કોઈને તેના પાપની શિક્ષા કરતો નથી. મનુષ્ય પાપ કરવા કેમ પ્રેરાય છે તેનાં કારણો શોધી કાઢવા તે પ્રયત્ન કરે છે, અને શરીરની કે મનની કે હૃદયની તાત્કાલિક નિર્બળતાને વશ થઇ જે મનુષ્યથી પાપ થઇ જાય તેને તે ક્ષમા આપે છે. ઉદારતા અને ક્ષમા એ બે ગુણો મારો શિષ્ય થવાની યોગ્યતા ધરાવનારમાં હોવા જોઈએ. જે પાપીઓ ઉપર ક્રોધ કરે, તેમનો તિરસ્કાર કરે, તેમને શિક્ષા કરે, તે મારો શિષ્ય થવાને યોગ્ય નથી. પણ જે પાપી મનુષ્યો ઉપર પણ દયા બતાવે, તેમના ઉપર પણ પ્રેમ રાખે, તેમનો તિરસ્કાર ના કરતાં તેમને ક્ષમા કરે, તેજ મારો શિષ્ય થવાની યોગ્યતા ધરાવે છે. પાપીઓને શિક્ષા કરવી એ સહેલું છે. પણ પાપીઓ ઉપર પણ પ્રેમ રાખવો, તેમના ઉપર દયા બતાવવી અને તેમને ક્ષમા કરવી તેમાંજ ખરૂં મનુષ્યત્વ છે. આપણે પોતે પવિત્ર રહીએ એટલા ઉપરથી આપણે સંપૂર્ણ રીતે સદ્દગુણી છીએ એમ માનવું એ ભૂલ ભરેલું છે. બહુ બહુ તો આપણે દુર્ગુણ રહિત છીએ, એટલું આપણે આપણે માટે કહી શકીએ. દયા અને પ્રેમ વગરની એકલી પવિત્રતા એ દુર્ગુણ કહેવાય. એ અહંકાર અને અભિમાનનું બીજું રૂપ છે. અપવિત્રતા જેવો ભયંકર દુર્ગુણ છે, તેવોજ

ભયંકર દુર્ગુણ અભિમાન અને અહંકાર છે. પ્રેમ અને દયા વગરનો પવિત્ર પુરુષ ધીમે ધીમે લાગણી વગરનો, હૃદય વગરનો, ક્રૂર અને અભિમાની પુરુષ થઇ જાય છે. હે રાજકુંવર ! તેં હિમાલય પર્વતનાં શિખરો જોયાં છે ? શુદ્ધ અને શ્વેત બરફના ઉપર પણ એ શિખરો ઉપર કેટલો બધો મલીન કચરો પડેલો હોય છે. પ્રેમાળ અને ક્ષમાશીલ સૂર્યદેવ એ શુદ્ધ અને શ્વેત પણ ઠંડા અને લાગણી વગરના બરફને પીગળાવી દઇ તેની પાસે એ કચરો કેવો સાફ કરાવી દે છે ! આપણે પણ સૂર્યદેવનું દૃષ્ટાંત લઈ આપણે પવિત્રતા પ્રકાશના બળે કરીને બીજાના પાપરૂપી કચરાને ધોઇ, સાફ કરી નિર્મળ બનાવવો જોઇએ. આપણે આમ કરીએ તોજ આપણી પવિત્રતા નિર્મળ અને શુદ્ધ પવિત્રતા કહેવાય. અહંકાર અને અભિમાન રહિત પવિત્રતા એજ શુદ્ધ અને ઉંચા પ્રકારની પ્રવિત્રતા છે.

હે રાજકુંવર, જ્યારે તું સ્તુતિ અને નિંદા બંનેની અવગણના કરી તારા મનની શાંતિ રાખતાં શીખીશ, અગંત આસક્તિ અને અનુરાગનો ત્યાગ કરતાં શીખીશ, અને પવિત્રતાની સાથે તારા હૃદયમાં દયા, ઉદારતા, પ્રેમ અને ક્ષમાને સ્થાન આપીશ, ત્યારે હું તને મારો શિષ્ય બનાવીશ."

ભગવાન બુદ્ધનો આ અમૂલ્ય ઉપદેશ સાંભળી રાજકુંવરની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. તે ફરી એક વાર લાંબો થઇ ભગવાન બુદ્ધને પગે પડયો. થોડી વાર પછી

બેઠો થઇ તેણે બુદ્ધ ભગવાનને બે હાથ જોડી કહ્યું, "હે પ્રભુ, મને ફરી એકવાર તક આપો. મારા ઉપર કૃપા કરી ફરી એક વાર મારી કસોટી કરી જુઓ. આપનો શિષ્ય થવાની યોગ્યતા મેં પ્રાપ્ત કરી છે એમ આપને લાગે, તો મને આપનો શિષ્ય બનાવી નિરંતર આપની સેવામાં રાખજો."

ભગવાન બુદ્ધે અત્યંત પ્રેમથી રાજકુંવરના માથા ઉપર હાથ ફેરવ્યો અને તેને કહ્યું 'વત્સ, જા મારો આશીર્વાદ છે કે આ વખતે તું મારી કસોટીમાં નિષ્ફળ નહીં નીવડે. આજથી બરોબર એક વર્ષે આજ સમયે અને આજ સ્થળે મને આવીને મળજે."



# સંસાર ચિત્રો

# સંસાર ચિત્રો.

## ( ૧ )

### પ્રવેશ ૧ લો

બપોરના આશરે બે ત્રણ વાગ્યા છે.

( એક નાના ઘરની મેડીપર ત્રીસ વર્ષની એક સ્ત્રી હીંચકાપર સુતી સુતી કાંઇ વાંચે છે. દાદરા ઉપર કોઇના પગલાનો અવાજ સંભળાય છે તેથી દાદર તરફ તે નજર ફેરવે છે ) પચ્ચીસ વર્ષની બીજી સ્ત્રી દાદરે ચઢે છે.

મંગુ—ઓહો, શાંતા, ભલી આ તરફ ભુલી પડી, બહુ દહાડે દેખાઇ હોં !

શાંતા—શું કરૂં, મંગુ બ્હેન, હું તો રોજ આ તરફ આવવાનું કરતી હતી પણ અવાતું નહોતું. હમણાં રજાના દિવસો ચાલે છે તેથી મને બીલકુલ નવરાશ મળતી નથી પણ આજ તો ગમે તેમ વખત કાઢીને તને મળવા આવી છું. છોકરાંઓ તો સારા છે ને ?

મંગુ—બ્હેન, તું તારી મેળે હવે પરવારીને બેઠી છે એટલે તને કાંઈ ન્હાની બ્હેનની ચિંતા છે ? મ્હારૂં લોહી તો રાત દિવસ હસમુખને જોઈને બળ્યા કરે છે. એનું કાંઇ હવે કરવું જોઈએ. આ જેઠ મહીનામાં એને વીસ પુરા થઈને એકવીસમું બેસશે.

શાંતા—હું બધુંએ જાણું છું. તારો જીવ બળે છે ત્યારે મ્હારો નહીં બળતો હોય? હવે તો ગમે તેમ કરી હસમુખનો વિવાહ કરી નાખવો જોઇએ.

મંગુ—વર ક્યાં સામા કરી મૂકયા છે? હવે તો આપણી નાતમાં તુરીઆ જમાલીઆઓ પણ કંઠીના વર થઈ પડયા છે. બે હજાર વગર તો હાથ કોણ મુકવા દે છે? પેલા અતિના નાનુ માટે સ્હેજ વાત કરી ત્યારે અતિએ પણ બે હજાર માગ્યા.

શાંતા—એને તો એનો બાપ બે હજાર આપવાનો છે. મેટ્રીકમાં તો પાસ થયેલો નથી. પાંચ પાંચ છછ વર્ષ થયાં મીલમાં જાય છે ત્યાં પણ પાસ થતો નથી. એના કરતાં તો આપણી હસમુખ વધારે ભણેલી છે. પ્હેર એ બી. એ. માં જશે.

મંગુ- તું એમ બોલે છે પણ અતિનો મીજાજ તો મલાવરાવની મા જેટલો છે. એ તો કહે છે કે બે હજારનું નક્કી હોય તોજ મ્હારે બારણે ચઢજો. જન્માક્ષર સુદ્ધાએ આપવાની ના પાડે છે.

શાંતા—પણ તું એવની પસે માગુ કરવા ગઇ શા માટે? તું ત્યાં ગઇ ને સ્હેજ વાત બ્હાર આવી એટલામાં તો જોયોને ફજેતો થયો તે? બધું શું થયું તે મને કહેતો ખરી, મને તો સ્હવારે જયાએ વાત કરી ત્યારે મેં જાણ્યું.

મંગુ—એમાં કહેવા જેવું શું છે? ઘરમાં સ્હેજ વાત થઇ તે હસમુખને કાને પડી એટલામાં તો એને તાણ આવી ને તાણમાંને તાણમાં મ્હોટો ઘાંટો પાડી લવવા લાગી કે મ્હારે **અતિના નાનુ** જોડે નથી પરણવું. મ્હારો ત્યાં વિવાહ કરશો તો હું ઝેર ખાઇને મરીશ. તેમાં વળી મ્હારૂ ઘર પોળ વચ્ચે. એટલે એને તાણ આવી જાણી બૈરાઓ એકઠા થઈ ગયા ને બધાએ એનો લવારો સાંભળ્યો ને નાતમાં હો હો થઇ ગઈ.

શાંતા—હસમુખ તો છેક હલેતીજ રહી, એનામાં કોણ જાણે ક્યારે ભાન આવશે? અત્યારે એ કેમ દેખાતી નથી? એની કૉલેજ તો હમણાં બંધ છે તો અત્યારે એ ક્યાં રખડવા નીકળી પડી છે?

મંગુ—એ. વળી, ઘેર રહે છે જ ક્યારે? બે વાર ખાવા ને સુવાજ ઘેર આવે છે. આખો દહાડો એની બ્હેનપણી હીરાને ત્યાં જ રહે છે. બંને જણાં જોડે લેસન કરે છે ને જોડે રમે છે. અમાસ પછી બળવંતરાયભાઇના ઘરના બધા આબુ જવાના છે. હીરા રોજ અહીંઆ આવી મને કહ્યા કરે છે કે હસમુખને અમારી જોડે આબુ મોકલો. હસમુખને પણ એમની જોડે જવાનું બહુ મન છે. મારો એ મોકલવાનો વિચાર થાય છે [illegible] એ ના! [illegible]

શાંતા- [illegible] હું છું. એ મોટા લોકોની સાથે

આપણને ના પાલવે. તેમાં વળી એમને ત્યાં બધો સાહેબસાહી રીવાજ છે. વળી એમના સતેંદ્રની ચાલ-ચલકત બહુ સારી નથી. નાતમાં તો એ છોકરો બહુ સારો કહેવાય છે. પણ એ લોકો કોલેજમાં જોડે હતા ને એ કહે છે કે સતેંદ્ર સારૂ માણસ નથી, માટે તું હસમુખને હીરાને ઘેર બહુ જવા દઈશ નહીં. વળી હું તો કહું છું કે તું હવે એને કોલેજમાંથી ઉઠાડી દે. આપણને કોલેજની ફી, ચોપડીઓ, કપડાં-લત્તાં બધું ના પાલવે. બધા બહાર મશ્કરીઓ કરે છે કે એ ગરીબની છોકરીને શો શોક છે?

મંગુ—ગરીબની છોકરી છે તો છો રહી, લોકોના બાપનું એમાં શું જાય છે? એમને ઘેર માગવા જાય ત્યારે ના આપે. આપણા લોકોની જાતજ અદેખી! હસ-મુખને કોલેજમાંથી ઉઠાડી લેવાની વાત મ્હેં એમને કરી હતી પણ એ ના કહે છે. એતો કહે છે કે બીએ પાસ થશે તો વર વ્હેલો મળશે. કોલેજમાં જાય છે તો વાંચવા લખવામાં એનો વખત જાય છે. ઘેર કામ વગર એકલી બેસી રહેશે તો નાહક સોસવાયા કરશે.

શાંતા—ઠીક ત્યારે, તારી મરજી, પણ ગમે તેમ કરી હવે એના વિવાહની તજવીજ કરજે.

મંગુ—ક્યાંથી કરૂં? આપણા માબાપ જીવતા હોય તો ગમે તેમ કરીને પણ એને પરણાવત. આપણે શું કરીએ? પાંચસે, સાતસેંની વાત હોત [illegible] આ[illegible] [illegible]ો મળી

એકાદ જણુસ વેચીને પણ લાવત પણ બે હજારનો ગાંસડો તો મ્હારા ને ત્હરા ઘરના નળીઆ વેચાય તોએ મળે એમ નથી.

( એવામાં વીસ એકવીસ વર્ષની એક સુંદર બાળા દોડતી દોડતી ત્યાં આવે છે. )

હસમુખ—મંગુ બ્હેન મંગુ બ્હેન, ઓહો શાંતા બ્હેન, તું પણ અહીઆ છે કે? હા-શ. મ્હારો હરખ માતો નથી. મારા જેવું નસીબવાન કોઇ નહી હોય.

શાંતા—ચાલ, હસમુખ ગાંડાઇઓ કાઢવી રહેવા દે, તું હવે નાની છે? વીસ વર્ષની થઇ છે શું છે તે આટલી બધી હરખાઇ જાય છે? જે હોય તે કહી દે.

હસમુખ—બ્હેન, આમ ધમકાવે છે શાની? મંગુ બ્હેન તો કાંઇ બોલતી નથી ને તું શેનું આટલું બધું મોટી બ્હેનપણું કેળવે છે? મારાથી તો રહેવાતું નથી. હું તો હરખમાં ગાંડી થઇ જઇશ. બહુજ ખુશ ખબર છે.

મંગુ—હસમુખ, લગાર ડાવકી થા, શું ખુશ ખબર છે તે કહેતો ખરી, અમે પણ તરા હરખમાં ભાગ લઇએ. એકલી એકલી જ મલકાયા કરીશ? અમને કહીશ પણ નહીં?

હસમુખ—મંગુ બ્હેન, દુનીઆમાં મારા જેવું કોઇ પણ સુખી નહી હોય. મારા સુખમાં કાંઇ મણા નથી.

( હસી પડે છે )

શાંતા—મંગુ બ્હેન, તું એને આમ ફટવ નહીં. છેક બહેકી જશે (હસમુખનો હાથ પકડીને) ચાલ, હવે, ગાંડાઇઓ મુકી દે, જે હોય તે ઠાવકી થઈને કહે.

હસમુખ—મંગુ બ્હેન, શાંતા બ્હેન, મારો હરખ માતો નથી. હું તો હરખમાં ને હરખમાં ગાંડી થઈ જઇશ. ચાલ બધુંએ તમને કહું છું. મંગુ બ્હેન, ન્હા કરજે હોં. નવા પ્યંલા કાઢજે હોં. ને કાલે મ્હને રૂપીઓ આપજે. મ્હારે મ્હારી બ્હેનપણીઓમાં પેંડા વ્હેંચવા છે. શાંતા બ્હેન તું જતી નહીં, થોડીવાર બેસજે હોં ચાલ હું સ્ટવ ચેતાવું. એ આવશે એટલામાં ન્હા થઇ ને રહેશે.

શાંતા—તું હવે લાડ કરતી બધ રહીશ. આમ ગાંડાઇઓ કરીશ તો કોલેજમાં મોકલવી બંધ કરી દઇશું. મંગુ બ્હેન, તું હવે એના પર ધાક રાખે તો સારૂ ને તારાથી ના રખાય તો કાલથી એને મારે ત્યાં મોકલજે.

હસમુખ—(લગાર શાંત થઇને) પણ તેમાં તું આટલી બધી ખીજવાય છે શાની? હીરાની બા હમણા આપણે ત્યાં આવે છે. એ આવે તે વખતે ન્હા કરજે.

મંગુ—પણ હીરાની બા આપણે ત્યાં આવે છે તેમાં તું શેની આટલી બધી મલકાઇ જાય છે?

હસમુખ—(શરમઈ જઇને) મારે મલકાવાનું કારણ છે

તેમાં. હીરાની બા મ્હારા વિવાહનું નક્કી કરવા આવે છે.
મંગુ તથા શાંતા બંને ઓચીંતા બોલી ઉઠે છે--
તારા વિવાહનું નક્કી કરવા! કોની સાથે?

હસમુખ—(શરમાતા શરમાતા) હીરાના ભાઈ સતેંદ્ર સાથે.

મંગુ તથા શાંતા—સતેંદ્ર સાથે? કેવી રીતે?

હસમુખ--બ્હેન, તારાથી આટલા દિવસ મ્હેં વાત છાની રાખી તે મને માફ કરજે. હું, હીરા તથા સતેંદ્ર તો કેટલા દિવસ થયા બધુ જાણીએ છીએ. મંગુ બ્હેન, બોલ, દુનીઆમાં મ્હારા જેવું કોઇ ભગ્યશાળી હશે? સતેંદ્ર જેવો એમ. એ. એલ. એલ. બી. વર! મને લાગે છે કે હું તો લગ્ન પહેલાંજ ગાંડી થઇ જઇશ.

મંગુ--( હસમુખને પોતાની પાસે બેસાડી પંપાળતા પંપાળતા ) હસમુખ તું હવે લગાર ભારેખમ થા. તારો હર્ષ લગાર દબાવી રાખ. આ તો ઠીક છે કે હું ને શાંતા બ્હેન બે જ છીએ. બીજું કોઇ આ બધું સાંભળે તો તારી મશ્કરી કરે ને તને ગાંડામાં ઠરાવે. ચાલ હવે ધીમે રહીને બધું કહે. બધી ગોઠવણ તમે કયારની કરી છે? હીરાએ બધી ગોઠવણ કરી આપી?

હસમુખ—ના, હીરાને પણ મેં પછીથી કહ્યું. હમે બંનેએ પહેલાં માંહે માંહે નક્કી કર્યું. પછી મેં હીરાને વાત કરી. હીરાએ એની બાને કહ્યું ને હીરાની બા તારી પાસે માંગુ કરવા આવે છે.

શાંતા—મંજુ બ્હેન, વાત બહુ વધી લાગે છે. બધુ છોકર-વાદીઉ વાજુ છે. તું હજી લક્ષ્મી બ્હેનને તથા બળ-વંતરાયભાઇને ઓળખતી નથી. એ લોકો કદી આપણી ગરીબની કન્યા લેજ નહીં.

હસમુખ—શાંતા બ્હેન, તું તો હજી એવી ને એવીજ રહી. પરણવું છે મારે ને સતેંદ્રને તેમાં લક્ષ્મી બ્હેન તથા બળવંતરયભાઇનું શું ચાલવનું છે? મીયાં બીબી રાજી તો કયા કરે મીયા કાજી.

મંજુ—હશે બધું જોઇશું, હસમુખ, તું હવે મ્હારાથી કશું છાનું રાખતી નહીં. જે હકીકત હોય તે અતથી તે ઇતી સુધી મને કહી દે. તમે બંનેએ માંહેમાંહે કેવી રીતે ગોઠવણ કરી? કોઇ હોય નહીં ત્યારે તમે બંને જણા એકલા મળતા હતા ને બોલતા હતા?

હસમુખ--બધુ તને કહું? પહેલેથી તે છેવટ સુધી? તું મ રી મશ્કરી નહીં કરે? મને વઢીશ નહીં?

મંજુ--ના, તારી મશ્કરીએ નહી કરૂં ને તને વઢીશે નહી.. બધુ મને પહેલેથી કહે.

હસમુખ--(શરમાઇને) પહેલા તો અમે એક બીજા સાથે બીલકુલ બોલતાજ નહોતાં. ને હું એને ધીક્કારતી હતી. કારણ કે દરેક બાબતમાં તે બધાની મશ્કરી કર્યા કરતો હતો. એક દિવસે હું ને હીરા બંને સાથે ખુરસી પર બેઠા બેઠા ડ્રોઇંગ કાઢતા હતા. એવામાં

પછાડીથી ઓચીંતા આવી એણે મારા ખભાપર હાથ મુકયો.

શાંતા--(ગુસ્સામાં) ને તેં હાથ મુકવા દીધો? તું કાંઇ બોલી નહી?

હસમુખ--બીજો હાથ તેણે હીરાના ખભા પર મુકયો હતો.

મંગુ -હીરાની વાત જુદી છે. હીરા તો એની બ્હેન થાય ને તું તો ગમે તેવી પણ પારકી કહેવાય

હસમુખ--હું તને એજ કહેવા જતી હતી. મ્હારૂ હૃદય ધબકવા લાગ્યું. મ્હારૂ મ્હોં લાલચોળ થઈ ગયું. મ્હારાથી ડ્રોઇંગ કાઢી શકાયું નહી. બીજીવાર-પણ હવે મ્હારાથી તને બધું કહેવાય તેમ નથી. ટુંકામાં અમારો બંનેનો અરસપરસ પ્રેમ થયો છે.

શાંતા--તેં શાથી જાણ્યું કે એનો તારાપર પ્રેમ છે? એણે પોતે તને કાંઇ કહ્યું છે?

હસમુખ--(વિચારમાં પડી જઇને) હા.

મંગુ--ને આટલી બધીવાર આ બધું ત્હેં મ્હારાથી છાનું રાખ્યું?

હસમુખ--મોટી બહેન, આટલો મ્હારો ગુનો તું માફ કર. બધી વાત ધીમે ધીમે બની છે. મને પોતાને પણ કેટલીવાર સુધી તો કશી ખબર પડી નહીં. અમે એક બીજાને મ્હોંડે પણ કશું કહ્યું નથી. પણ અમે એક બીજાના હૃદયો સમજીએ છીએ. હું જાણું છું કે મ્હેં

ખોટું કર્યું છે; પણ મ્હને બહુજ શરમ લાગી તેથી તને કહેવાને મ્હારી જીભ ઉપડી નહીં.

મંગુ—( હસમુખને પંપાળતા, પપાળતા, ધીમે રહીને ) પણ બ્હેન, આ બધું ખોટું કહેવાય હોં !

શાંતા—પણ એણે એના માબાપને મ્હોંડે બધી વાત કરી છે? ને એના મબાપે હા પાડી છે ?

હસમુખ—એણે વ.ત કહી નથી. પણ હીરાએ કાલે એની બાને બધી વાત કરી છે ને હમણાંજ તે મંગુ બ્હેનને મળવાને તથા માગુ કરવા આવે છે.

( નીચે બારણાનો ખડખડાટ સંભળાય છે. શાંતા દાદર તરફ નજર કરે છે ને આંખના પલકારાથી મંગુને જણાવે છે કે 'લક્ષ્મીબ્હેન આવે છે.' ત્રણે જણાં નીચે ઉતરે છે. શાંતા ને હસમુખ બહાર જતાં રહે છે. લક્ષ્મી બ્હેનને લઇ મંગુ ઉપર આવે છે. )

## પ્રવેશ ૨ જો.

મંગુ—આવો લક્ષ્મી માસી તમે કાંઇ આ તરફ !

લક્ષ્મી—સહજ. અમસ્તી

( મંગુ ઉઠી ચાહ મુકવાની તજવીજ કરે છે. )

લક્ષ્મી—બ્હેન, આ બધી મથા ફોડ જવાદે ને મારી કને થોડીવાર બેસ, મ્હારે તારી સાથે સહજ ખાનગી વાત કરવી છે. રાતના મેલમાં સતેંદ્ર મુંબાઈ જવાનો છે તેથી મ્હ.રે ઘેર પાછા જવાની ઉતાવળ છે.

મંગુ--સતેંદ્ર કેમ હમણાં મુંબાઇ જાય છે? હમણાં તો રજાનો વખત છે ને મેં સાંભળ્યું છે કે તમે બધા થોડા દિવસમાં આબુ જવાના છો.

લક્ષ્મી – હા, આબુ જવાનું નક્કી હતું, પરંતુ કાલનો બધો વિચાર ફેરવ્યો છે. સંતેંદ્રના કાકાજીનો વિચાર એમ છે કે સતેંદ્રને બીલકુલ અહીં રાખવોજ નહીં. મહીના માસમાં એના લગ્ન કરવાનો વિચાર છે તે વખતે એને મુંબાઇથી પાછો બોલાવીશું આબુ જવાનું હાલમાં બંધ રાખ્યુ છે.

મંગુ—( સહજ ચમકીને ) પણ મ્હારી હસમુખ હમણાંજ તમારે ત્યાંથી આવી. એણે તો આ બધા તમારા ફેરવાયલા વિચારની વાત મને કહી નહીં.

લક્ષ્મી—અમારા ઘરની વાત એ શું જાણે?

મંગુ--હા, એ બીચારી શું જાણે? પણ વાતમાં ને વાતમાં હીરાએ એને કહ્યું હોય ને કદાચ જાણે. હશે હવે તમારે મને જે વાત કહેવી હોય તે નિરાંતે કહો.

લક્ષ્મી—વાત કહેવાની બીજી કાંઇ નથી. કહેવાનું માત્ર એટલું જ કે આજથી તમારી હસમુખને અમારે ત્યાં બીલકુલ મોકલશો નહીં. જો મારા ઘરમાં એ પગ મુકશે તો ચાકર પાસે ધક્કો મરાવી કાઢી મુકાવીશ.

મંગુ—( સહજ ક્રોધમાં ) લક્ષ્મી માસી ખોટુ ના લગાડશો. તમે મોટા તે તમારા ઘરના, મારી બ્હેન

તમારે ત્યાં ચાકરના ધક્કા ખાવા આવવા કાંઈ વધારે નથી. એ તો તમારી હીરા બોલાવે છે ત્યારે આવે છે.

લક્ષ્મી—હીરાને પણ મ્હેં સાફ કહ્યું છે કે હસમુખને ઘરમાં બીલકુલ બોલાવવી નહીં. એને લીધે તો કાલે અમારા ઘરમાં કેટલો કંકાસ થયો ને રાંધ્યા ધાન રહ્યા.

મંગુ--તમારા ઘરમાં એ બીચારી કયે દહાડે કંકાસ કરાવવા આવી હતી ?

લક્ષ્મી--ત્યારે શું કામ આખો દિવસ મારે ઘેર આવીને બેસી રહે છે ? મ્હારા સતેંદ્રને રાંડે ભુરકી નાંખ્યો છે. એ ને હીરા બંને કાલે હઠ લઇને બેઠા હતા કે હસમુખ સાથે સતેંદ્રનો વિવાહ કરો. જાણે મારા સતેંદ્રને કન્યા નહીં મળતી હોય કે એવી મા બાપ વગરની ભીખારીની કન્યા લઉં.

મંગુ--લક્ષ્મી માસી, લગાર જીભમાં હાડકું રાખો તો સારૂં. મા બાપ વગરની ભીખારીની છોકરી અમારે ઘેર છો રહી. તમારે ત્યાં આપવાને એ કાંઇ વધારે નથી. કયે દહાડે અમે કોઇ તમારે ઘેર માગુ કરવા આવ્યા હતા કે આમ મારા સામું ચઢયું ચઢયું બોલો છો ?

લક્ષ્મી—સીધી રીતે માગુ કરે તે તો સારૂ. તેને તો ધીમે

રહીને નાએ કહેવાય. પણ આતો સ્ત્રી ચરિત્ર કરી મારા છોકરાને ગાંડો કરી મુક્યો. એ તો ઠીક થયું કે છોકરો ડાહ્યો કે તરત સમજી ગયો ને બધી વાતનો સઘળો સંબંધથી નીકાલ આવી ગયો. છોકરાને સમજાવતાં અમને બંનેને સાત પાંચ વીતી છે. પણ છેવટે એ ઠેકાણે આવ્યો. પેલી હીરૂડી હજી ઠેકણે આવી નથી. એ જીદ લઇને બેઠી છે કે સતેંદ્રને બીજે પરણાવશો તો હું લગ્નમાં બીલકુલ ભાગ લઇશ નહીં ને એ બીજે ઠેકાણે પરણશે તો મરતા સુધી એની સાથે બોલીશ નહીં.

મંગુ—લક્ષ્મી માસી, તમારે કાંઇ મને વધારે કહેવું છે ? આજથી મારી બ્હેન તમારે ત્યાં કોઇ પણ દિવસ પગ નહીં મૂકે તે નક્કી સમજજો. તમારે કાંઇ બીજુ મને કહેવું હોય તો હું સાંભળવા તૈયાર છું. તમારા જેવા મોટાને ત્યાં અમારી ગરીબની છોકરી અમથી પણ મ્હેં મોકલી તે ભૂલ કરી તમારી હીરાના બેનપણા કર્યા તેમાંજ મારી હસમુખને આ સાંભળવું પડ્યુંને ?

લક્ષ્મી—મંગુ, તું ખોટું લગાડીશ નહીં. હસમુખ મને તો બહુજ ગમે છે. ખાસી ભણેલી ગણેલી છે. દેખાવડી પણ સારી છે. ગાય છે, ભરે છે પણ બહુ મજાનું. મારી હીરાને તો એના વગર બીલકુલ નહીં ગમે. અમારા ઘરમાં તો એના આવ્યાથી બધાને આનંદ.

થાય છે પણ સતેંદ્રનો વિવાહ એની સાથે થઈ શકે એમ નથી તેથી લાચારીએ અમારે આ પગલું ભરવું પડ્યું.

મંગુ—મારી બ્હેન બધી રીતે સારી છે તો તમારા સતેંદ્રનો વિવાહ એની સાથે કેમ ના થાય? નાતના બેટા બેટી નાતમાં ના વરે તો ક્યાં વરે?

લક્ષ્મી—નાતના બેટા બેટી નાતમાં વરે એ તારૂં કહેવું ખોટું છે. પૈસાદારના છોકરાં પૈસાદારમાં વરે ને ગરીબના છોકરાં ગરીબમાં વરે એમ કહેવું બરોબર છે. મોતીભાઇને ત્યાં સતેંદ્રનો વિવાહ નક્કી જેવો છે. એ છોકરી હસમુખના જેવી દેખાવડી ને ભણેલી નથી. પણ ત્રણ હજાર રૂપીઆ આપે છે ને ઘેર આવશે ત્યારે નાગી ભુખી નહીં આવે. નહીં નહીં તોએ દસ પંદર હજાર રૂપીઆ લેતી આવશે. મારા સતેંદ્રનો વિવાહ તારી બેન જોડે કરૂં તો આમાનું કશુંએ મળે એમ છે? બે લુગડા કરવાનો પણ મ્હારે તોડ રહે.

મંગુ—હાસ્તો, અમે ગરીબ, આટલું બધું ક્યાંથી આપીએ? નાતમાં જ્યારે વરોની આમ હરરાજી બોલાવાય છે તો અમારા જેવા ગરીબનો શો આશરો?

લક્ષ્મી—ચાલ બ્હેન હવે હું જાઉં છું. 'બહુ મોડું' થઇ ગયું. (બંને નીચે ઉતરે છે. લક્ષ્મી બહેન જાય છે. મંગુ નીચે ઉમરા ઉપર વિચારમાં ગરક થઇને બેઠી છે એવામાં હસમુખ દોડતી આવે છે.)

## પ્રવેશ ૯.

હસમુખ--મંગુ બ્હેન, બધું નક્કી કર્યું? ક્યારે હા કહેવડાવે છે?

મંગુ--બ્હેન બારણા બંધ કરી તું ઉપર આવ. હવે તો તું રહેજ ડાહી થાય તો સારૂ. આમ ગાંડાઇઓ શું કાઢતી હશે? પાંચ વાગવા આવ્યા છે હવે એમને આવવાનો વખત થયો છે.

( બંને ઉપર ચઢે છે )

મંગુ—હસમુખ, તું શાંત થા, સતેંદ્રને તું ખરા પ્રેમથી ચાહે છે? તારો વિવાહ એની સાથે ના કરીએ તો શું થાય?

હસમુખ--( શરમાઇને ) તું એવું મને શા માટે પુછે છે?

મંગુ—તું શાંત થઈને એક ચિત્તે બેસ તો તને બધું કહું. બીલકુલ ગભરાતી નહીં. હિમ્મત રાખજે.

હસમુખ—હા, મને બધું કહે. એમણે કેવી રીતે વાત ઉપાડી?

( મંગુ બીલકુલ બોલતી નથી પણ હસમુખના સામું ટગર ટગર જોયા કરે છે. )

હસમુખ—કેમ મંગુબ્હેન તું કાંઇ બોલતી નથી? મારાથી તું કાંઈ છાનું રાખે છે. કાંઇક છે ખરૂ?

મંગુ—હા કાંઈક છે ને તારે તે સાંભળવું પડશે. તારાં બીલકુલ ભાન નથી. તેં મને પહેલેથી સહજ પૂ

ઇસારો કર્યો હોત તો આ વખત ના આવત. હું પણ ભાન વગરની કે એવા અભિમાની ને લોભીઆ લોકોને ત્યાં તને જવા દીધી. લે, હવે સાંભળ, તું ગરીબ છે માટે એમના સતેંદ્રને માંટે નકામી છે. સતેંદ્રનો વિવાહ તો મોતીભાઈની વિમળા સાથે નક્કી કર્યો છે. ત્રણ હજાર રૂપીઆ રોકડા આપવાના, ને ઘેર જશે ત્યારે એ છોકરી દસ પંદર હજાર રૂપીયાનો દલ્લો લઇને જશે. તારી પાસે એમાંનું કાંઈ છે?

હસમુખ––(ગભરાઇ જઈને) મંગુબહેન તું શું કહે છે? સતેંદ્રનો વિવાહ બીજે ઠેકાણે થાય! એ કદી બને જ કેમ? હું તે માનુજ નહીં. સતેંદ્ર આ વાત જાણે છે? મને મૂકી સતેંદ્ર કદી વિમળાને પરણે જ નહીં.

મંગુ—તું હવે ધીરી પડીશ. સતેંદ્ર એ બધુ જાણે છે ને તારી બહેનપણી હીરાએ બધું જાણે છે ને કાલે નાતમાં વાત બહાર પાડવાની છે.

હસમુખ––(બહાવરી બની જઇને) હેં! તો હું એને મળી બધી વાત પુછી જોઉં અથવા તો ચીઠ્ઠી લખી પુછાવું. જો સતેંદ્ર મ્હારી સાથે નહીં પરણે તો મ્હારાથી જીવાશે નહીં. મારે તો આપઘાત કરી મરવું પડશે (હસમુખ ઉઠી દાદર તરફ જવા માંડે છે.)

મંગુ--(હસમુખના બે હાથ પકડી, પોતાની કને બેસાડે છે) હસમુખ, તું એ લોકોને ઘેર આજથી જતી નહીં. લક્ષ્મીબહેને મને સાફ કહ્યું છે કે જો હસમુખ અમારે ઘેર આવશે તો ચાકર પાસે ધક્કા મરાવી કઢાવી મુકીશું.

(હસમુખ પોકે પોક મુકી રડે છે. રડતાં રડતાં ભોંયપર પડતું નાખે છે. એને તાણ આવવા માંડે છે. મંગુ મહા મુસીબતે એમોનીઆ સુંઘાડી તથા પાણી છાંટી એને શાંત પાડે છે. થોડીવારે હસમુખની તાણ બંધ પડે છે ને એ મ્હોં ધોઈ શાંત પડે છે ને મંગુના ખોળામાં માથુ મુકી ધીમે ધીમે રડે છે. મંગુ એને પંપાળે છે)

મંગુ--હસમુખ, મારા સામું જો તું બીલકુલ ગભરાતી નહીં. તારે જે કાંઇ મને કહેવું હોય તે હિમ્મતથી મને કહે. બહેન, હું તારી મોટી બહેન થાઉં છું. મા મરી ગઈ છે એમ સમજતી નહીં હો! મને તારી મા સમજજે ને કાંઇ પણ ઓછું આણતી નહીં. તારે કાંઈ છુપી વાત મને કહેવી છે એમ લાગે છે માટે મને નિરાંતે કહે.

હસમુખ--(રડતાં, રડતાં), મોટી બહેન મને કાંઈ પુછતી નહીં. હું બહુ પાપી છું. મારાથી હવે બીલકુલ જીવાશે નહીં. શરમને લીધે હવે હું મરી જઇશ.

(મંગુ, એને છાતીસરસી ચાંપે છે ને ધીમે સાદે કહે છે.)

મંગુ--મ્હારી વ્હાલી બ્હેન, તું ગભરાઇશ નહીં. મને જે કહેવું હોય તે કહે. એમજ જાણજે કે તારી મા જીવે છે હું બેઠી છું ત્યાં સુધી તને કાંઇ પણ દુઃખ નહીં પડે હોં!

હસમુખ--(રડતા, રડતાં,) ઓ મ્હારી મા, ઓ મ્હારી વ્હાલી મા, જો તને ખબર પડે કે તારી છોકરીએ કેવું પાપી કૃત્ય કર્યું છે!

મંગુ--(એને પંપાળતા પંપાળતા) બહેન, ગભરાઇશ નહીં, મને કહે, છેક ધીમે સાદે કહે, મ્હારા કાનમાં કહે.

(હસમખ એના કાનમાં છેક ધીમે સાદે કાંઈ કહે છે. મંગુ ઓચીંતી ચમકી ઉઠે છે.)

મંગુ--હસમુખ, તું શું કહે છે? ખરી વાત?

હસમુખ--(રડતાં રડતાં) હા, બહેન, ખરી વાત, તું મને માફ કરજે, ઓ! પરમેશ્વર! મને માફ કરજે. બ્હેન હવે હું બહાર શું મ્હોં બતાવીશ. હું રાંડ મરી શેને ના ગઈ? ઓ ધરતીમાતા, મને માગ આપ કે હું સમાઇ જાઉં.

(મંગુ અત્યંત શોકમાં ગરક થઇને હીંચકાપર પડે છે. હસુમુખ એક ખુણામાં બેઠી બેઠી રડયાં કરે છે. થોડીવારમાં એના મગજમાં એકાએક કાંઇ વિચાર સ્ફુરી આવવાથી, તે ઓચીંતી ઉઠે છે ને મ્હોં ધોઇ ઘરની બાહાર નીકળી પડે છે. મંગુ પોતાના વિચારમાં એટલી બધી

ગરક થઇ ગઈ હતી કે હસમુખના જવાની તેને બીલકુલ ખબર પડી નહીં. થોડીવારે મંગુનો પતિ ઠાકોરલાલ ઓફીસમાંથી આવે છે. પોતાની સ્ત્રીને અત્યંત શોકમાં ગરક થઈને બેઠેલી જોઈ ઠાકોરલાલ તેની પાસે જાય છે.)

## પ્રવેશ ૪

ઠાકોરલાલ--તું આજે આટલી બધી ઉદાસ કેમ લાગે છે? છોકરાં તો બધા સારાં છે ને?

મંગુ--હા છોકરાં તો બધા સારા છે, પણ હસમુખને માટે મારો જીવ બહુ બળે છે.

ઠાકોરલાલ--હસમુખને વળી શું થયું છે? એનો વિવાહ હજી સુધી થયો નથી તેથી તને દીલગીરી થાય છે એ હું જાણું છું, પણ હસમુખ જેટલી નાતમાં ઘણી એ છોકરીઓ કુંવારી છે એને બી એ.માં પાસ થવા દે એટલે વર એની મેળે ઘર પુછતો આવશે.

મંગુ- તમારે મન તો સ્હેજ છે. પણ વાત તો બહુ વધી પડી છે. હસમુખનામાં બીલકૂલ ભાન નથી ને એણે અણસમજમાં ભારે ભૂલ કરી છે.

ઠાકોરલાલ--હે! શું ભૂલ કરી છે?

મંગુ—એ બીચારીએ એક લુચ્ચા માણસ સાથે સંબંધ કર્યો છે. પરણવાની આશા આપી એ લુચ્ચાએ એને ફસાવી છે ને અત્યારે હસમુખને દહાડા રહ્યા છે.

ઠાકોરલાલ—( ગભરાઈ જઇને ) હેં ! ખરી વાત, કોની સાથે એ ફસાઇ પડી ?

મંગુ—બળવંતરાયભાઇના સતેંદ્ર સાથે.

ઠાકોરલાલ—તું શું બોલે છે ? સતેંદ્રનો વિવાહ તો મોતીભાઈની વિમળા જોડે થાય છે. હમણાંજ મોતીભાઇએ પોતે મને એ વાત કરી.

મંગુ—હું બધુંએ જાણું છું. લક્ષ્મી બ્હેન અહીંઆ આવી મને બધુ કહી ગયા ને વધારામાં એ પણ કહી ગયા કે અજથી હસમુખને મારે ત્યાં મોકલવી નહીં. જો હસમુખ અમારા ઘરમાં પગ મૂકશે તો ચાકર પાસે ધક્કા મરાવી એને ઘરની બાહર કાઢી મૂકીશું.

ઠાકોરલાલ—પણ તને સતેંદ્રવાળી વાત કહી કોણે ?

મંગુ—હસમુખે પોતે.

( ઠાકોરલાલ કપાળે હાથ દઇ અત્યંત વિચારમાં બેસે છે. મંગુ નીચે જઇ પતિને માટે ચાહ મુકે છે. થોડી વારે ચ્હા તથા કાંઇ ખાવાનું લઈ તે ઉપર આવે છે ને પતિને ચ્હા આપતાં આપતા પુછે છે. )

મંગુ—હવે એનો શું ઉપાય કરવો તમે ધારો છો ?

ઠાકોરલાલ—બીજા કોઇનું ઘર હોત તો ઉપાય થાત; પણ બળવંતરાયનું ઘર તો નેસ જેવું છે. એમણે તો બધા છોકરાએના બબ્બેને ત્રણ ત્રણ હજાર પડાવ્યા છે ને

દસ દસ હજારનો દલ્લો લઇ આવે એવી વહુઓ શોધી છે. એમને સમજાવવાનું કામ બહુજ કપરૂં છે.

મંગુ—ત્યારે હવે આપણે બહાર શું મ્હોં બતાવીશું ? આ વાત કાંઈ છાની રહેવાની છે ? (મંગુની આંખમાં આંસુ આવી જાય છે) મુઆ, માબાપ, મરતા ગયા ને મને દુઃખધામાં નાંખતા ગયા, તમે હસમુખને ભણાવીને આટલી મોટી થવા દીધી. કોઈ વાટે જતા વિદ્યાર્થીને પરણાવી દીધી હોત તો આવો વખત ના આવત. હવે કેમ થશે ?

ઠાકોરલાલ—(પોતાની સ્ત્રીને શાંત પાડીને) હવે થઇ ગયું તે થઇ ગયું. ગઇ ગુજરીનો શોક કરી નાહક તારૂં લોહી શું કામ બાળે છે ? અત્યારે હું બળવંતરાયભાઇને ત્યાં જઈ એમને મળું છું ને બધી હકીકત કહું છું. જો એમના ચિત્તમાં હરિ વસે ને એ માને તો બંનેનો વિવાહ કરી નાખીએ. દસ પંદર દિવસમાં લગ્ન થઇ જાય તો બધી વાતપર ઢાંક પીછોડો થાય પણ મ્હને એ ઘરની બીલકુલ આશા પડતી નથી. બહુ પૈસાવાળા તે બહુ લોભીઆ, હું શાંતાના વરને પણ બધી વાત કહી સતેંદ્રને સમજાવવા મોકલીશ. સએંદ્રને ને એને દોસ્તી છે તેથી કદાચ સતેંદ્રને એ બે વાત કહે ને એ માને તો આ વાતનો રસ્તો આવે.

મંગુ—પણ એ લોકો કોઈ નહીં માને તો ?

ઠાકોરલાલ—નહીં માને તો જેવાની સાથે તેવા. રાતના હસમુખને લઇ એમને ઘેર જઇશ ને ચાર લોકો ભેગા કરી બધી વાત કહીશ ને હસમુખને સતેંદ્રને સોંપી આવતો રહીશ. આપણો ફજેતો ને જોડે એમનો એ ફજેતો!

(ઠાકોરલાલ કપડા પહેરી બહાર જાય છે. મંગુ નીચે જઇ ઘર કામમાં પરોવાય છે ને એકાદ કલાક નીકળી જાય છે. બહાર ઓટલાપર કાંઇ ધાંટા ધાંટી સંભળાય છે. ધાંટા સાંભળી મંગુ ઓટલાપર આવે છે. એની નજરે જમની બ્રાહ્મણી તથા હસમુખ પડે છે. જમનીએ હસમુખના બે હાથ પકડયા છે. હસમુખ જોર કરી તેના હાથમાંથી છુટવા પ્રયત્ન કરે છે.)

## પ્રવેશ ૫ મો.

હસમુખ—બસ મારે ફાવશે તે હું કરીશ, તેમાં તમારા બાપનું શું જાય છે? મને અટકાવનાર તમે કોણ?

જમની—એકવાર હું ઠાકોરભાઇને કે મંગુ બહેનને બધી વાત કહુ ને તમને સોંપી દઉ એટલે બસ, પછી તમારે ફાવે તેમ તમે કરજો.

મંગુ—હસમુખ, શું તોફાન માંડયું છે? જમના માસી, શું છે? ચાલો બંને જણાં ઘરમાં આવો ઓટલાપર શો ઘોંઘાટ.

(ત્રણે જણાં ઘરમાં જાય છે. મંગુ બારણા બંધ કરે છે. બધા અંદરના ઓરડામાં જાય છે. હસમુખ દાંત પીસી એક ખુણામાં ઉભી રહે છે. મંગુ જમની બ્રાહ્મણીને બેસવા પાટલો મુકે છે.)

જમના--મંગુ બહેન, ઠીક થયું કે હસમુખ બહેન મારા જોવામાં આવ્યા, નહીં તો આજે વાતનું વતેસર થઇ જાત.

મંગુ—કેમ, જમના માસી, શું હતું?

જમના—હું આજે સ્હવારે ડાકોર ગઇ હતી. અત્યારે પાછા આવતા ઇસ્ટેશનના રસ્તાપર વાવમાં હસમુખ બહેન ભૂસકો મારતા હતા. એમને જોતાંજ હું દોડીને પાછળથી એમને પકડી લઇ જોર જુલમથી અહીં સુધી ઘસડી લાવી છું. એકવાર બહેનને તમને સોંપ્યા એટલે મારા જીવને નિરાંત વળી.

મંગુ--શું કરીએ, જમના માસી, હમણાં હમણાં એનું ચિત્તં ભ્રમ થઈ ગયું છે ને આમ ગાંડાઈઓ કહાડે છે. સારૂં થયું કે એ તમારા જોવામાં આવી.

(મંગુ ઉપર જઇ પેટીસાંથી એક નવું લુગડું કાઢી જમનીને આપે છે).

મંગુ—જમના માસી, આજે મેં બ્રાહ્મણ ગાયણી કરી હતી ને લુગડું આપવાનુ હતુ તે તમારે માટે રાખી મૂક્યું છે. તમારે ત્યાં મ્હેં ન્હોતરૂ કહાવ્યું હતું, પણ સ્હવારે તમારે બારણે તાળું હતું.

ઠાકોરલાલ—નહીં માને તો જેવાની સાથે તેવા. રાતના હસમુખને લઇ એમને ઘેર જઇશ ને ચાર લોકો ભેગા કરી બધી વાત કહીશ ને હસમુખને સતેંદ્રને સોંપી આવતો રહીશ. આપણો ફજેતો ને જોડે એમનો એ ફજેતો !

( ઠાકોરલાલ કપડાં પહેરી બહાર જાય છે. મંગુ નીચે જઇ ઘર કામમાં પરોવાય છે ને એકાદ કલાક નીકળી જાય છે. બહાર ઓટલાપર કાંઇ ઘાંટા ઘાંટી સંભળાય છે. ઘાંટા સાંભળી મંગુ ઓટલાપર આવે છે. એની નજરે જમની બ્રાહ્મણી તથા હસમુખ પડે છે. જમનીએ હસમુખના બે હાથ પકડ્યા છે. હસમુખ જોર કરી તેના હાથમાંથી છુટવા પ્રયત્ન કરે છે. )

## પ્રવેશ ૫ મો.

હસમુખ—બસ મારે ફાવશે તે હું કરીશ, તેમાં તમારા બાપનું શું જાય છે ? મને અટકાવનાર તમે કોણ ?

જમની—એકવાર હું ઠાકોરભાઇને કે મંગુ બહેનને બધી વાત કહુ ને તમને સોંપી દઉં એટલે બસ, પછી તમારે ફાવે તેમ તમે કરજો.

મંગુ—હસમુખ, શું તોફાન માંડ્યું છે.? જમના માસી, શું છે ? ચાલો બંને જણાં ઘરમાં આવો ઓટલાપર શો ઘોંઘાટ.

(ત્રણે જણાં ઘરમાં જાય છે. મંગુ બારણા બંધ કરે છે. બધા અંદરના ઓરડામાં જાય છે. હસમુખ દાંત પીસી એક ખુણામાં ઉભી રહે છે. મંગુ જમની બ્રાહ્મણીને બેસવા પાટલો મુકે છે.)

જમના--મંગુ બહેન, ઠીક થયું કે હસમુખ બહેન મારા જોવામાં આવ્યા, નહીં તો આજે વાતનું વતેસર થઇ જાત.

મંગુ—કેમ, જમના માસી, શું હતું?

જમના—હું આજે સ્હવારે ડાકોર ગઇ હતી. અત્યારે પાછા આવતા ઇસ્ટેશનના રસ્તાપર વાવમાં હસમુખ બહેન ભૂસકો મારતા હતા. એમને જોતાંજ હું દોઠીને પાછળથી એમને પકડી લઇ જોર જુલમથી અહીં સુધી ધસડી લાવી છું. એકવાર બહેનને તમને સોંપ્યા એટલે મારા જીવને નિરાંત વળી.

મંગુ--શું કરીએ, જમના માસી, હમણાં હમણાં એનું ચિત્તં ભ્રમ થઈ ગયું છે ને આમ ગાંડાઈઓ કહાડે છે. સારૂં થયું કે એ તમારા જોવામાં આવી.

(મંગુ ઉપર જઇ પેટીમાંથી એક નવું લુગડુ કાઢી જમનીને આપે છે).

મંગુ--જમના માસી, આજે મેં બ્રાહ્મણ ગાયણી કરી હતી ને લુગડુ આપવાતુ હતુ તે તમારે માટે રાખી મૂક્યું છે. તમારે ત્યાં મ્હેં ન્હોતરૂં કહાવ્યું હતું, પણ સ્હવારે તમારે બારણે તાળું હતું.

જમની ( લુગડું લેતા લેતા ) સ્હવારની હું ડાકોર ગઇ હતી એટલે બારણે તાળુ હતું. ચાલો હું ઘેર જાઉ છું. ગાડીપરથી બારોબારજ અહીંઆ આવી છું.

મંગુ--હા, આવજો હોં ને આ વાત કોઇને કહેશો નહીં. એનું ગાંડપણ નાતમાં બધા જાણે તો કોઇ એને લે નહીં. હજી તો એનો વિવાહે કર્યો નથી.

જમની—એની બીલકુલ ફીકર કરશો નહીં, હું કોઇને મ્હોંએ વાત નહીં કરૂં.

( જમનીના ગયા પછી )

મંગુ—બહેન, હસમુખ, તું હવે શાંત થા. હશે જે થવાનું હતું તે થઈ ગયું. ચાલ મારી કને આવ.

( મંગુ હસમુખને પોતાની કને બેસાડી આશ્વાસન આપે છે ) ચાલ મ્હારા સમ ખાઇને કહે કે હવે કોઇ દિવસ આપઘાત કરવાનો પ્રયત્ન નહીં કરૂં.

હસમુખ—( રડતાં રડતાં ) આપઘાત ના કરૂં ત્યારે હવે હું બહાર શું મ્હોં બતાવું ?

મંગુ--તું ગભરાઇશ નહીં; બધી વાતનો રસ્તો થશે. એ બળવંતરાયભાઇને ત્યાં ગયા છે. શાંતા બ્હેનનો વર પણ સતેંદ્રને મળશે ને જો બનશે તો તારો વિવાહ સતેંદ્રની સાથેજ કરી આઠ દસ દિવસમાં લગ્ન પણ કરી નાખીશું.

હસમુખ--(દાંત પીસીને ક્રોધથી) એ લુચ્ચા સાથે તો હવે હું કદીએ ના પરણું, એનું મ્હોં પણ હવે હું જોનાર નથી.

મંજુ-કેમ, એનું કાંઈ કારણ? થોડીવાર પહેલાં તો એને પરણવાના હરખમાં તું ગાંડી થઇ ગઈ હતી.

હસમુખ--મંજુ બ્હેન તું હવે મ્હેણા મારી મને દાઝયાપર ડામ ના દે. હું અત્યારે એની કને ગઇ હતી. એની કલબમાં જતા રસ્તામાં એ મને મળી ગયો. દુર સ્ટેશનના રસ્તા સુધી અમે બંને ગયા. મેં એને બધી વાત કરી, પણ એ લુચ્ચાએ મારો તિરસ્કાર કર્યો ને મારી સાથે પરણવાની સાફ ના પાડી. મેં એનો છેડો ઝાલ્યો ને રડતી રડતી એને વળગી પડી ત્યારે એણે મને ધક્કો માર્યો ને ધમકી આપી કે જો તું મારા શરીરને અડકીશ તો પોલીસને બોલાવી તને પકડાવી દઇશ. મને રડતી મુકી એ ત્યાંથી નાસી ગયો. હું રડતી રડતી એની પાછાડી દોડી ને ઘણીએ બુમો પાડી પણ એ રાક્ષસને મારી બીલકુલ પણ દયા આવી નહી.

(હસમુખ આટલું બોલી પોકે પોક મુકી રડી પડી ને મોટી ચીસ પાડી ને બે-શુદ્ધ થઇને ભોંયપર પડી. થોડીવારમાં એને તાણ શરૂ થઈ. એવામાં ઠાકોરલાલ, શાંતા તથા શાંતાનો વર ત્યાં આવી પહોંચે છે. બધા હસમુખને ઉંચકી મેડીપર સુવાડી આવે છે.)

## પ્રવેશ ૬.

એક બે મહીના પછી.

( સ્થળ પોલીસ કોર્ટ )

મેજીસ્ટ્રેટ—કેમ બાઇ જમના, તું તારો ગુન્હો કબુલ કરે છે ?

જમના—( ધ્રુજતાં ધ્રુજતાં હાથ જોડીને ) કયો ગુન્હો બાપજી.

મેજીસ્ટ્રેટ—ઝેરી દવા આપી બાઈ હસમુખનો જીવ લેવાનો ગુન્હો.

જમના—બાપજી, હું બધું સાચું કહીશ એ છોકરી કુંવારી હતી ને એને દહાડા રહ્યા હતા, તેથી એની બ્હેને મને ગર્ભ પડાવવાનો ઉપાય પુછયો. મ્હેં દવા આપી ને એ દવાથી એ બાઇનું મરણ થયું એ વાત ખરી. પણ બાપજી મ્હેં એને જાણી જોઇને મારી નાખી નથી

મેજીસ્ટ્રેટ—પણ તારે એવી દવા શા માટે આપવી પડે ? તું એવો ધંધો કરે છે ?

જમના—શું કરીએ બાપજી. પેટને માટે આવો ધંધો કરવો પડે છે. આબરૂદારો આબરૂ રાખવા અમારા જેવા પાસે દવા લેવા આવે છે. અત્યાર લગણ તો રાંડી રાંડો આવી દવા લેવા આવતી પણ હમણાં હમણાં તો કુંવારીઓને પણ આવી દવાઓ આપવી પડે છે. માટે સાહેબ મને માફી મળવી જોઇએ.

પોલીસ પ્રોસીક્યુટર—નામદાર કોર્ટ, ગુન્હેગાર ગુન્હો કબુલ કરે છે તેથી સાક્ષી લેવાની હું જરૂર જોતો નથી.

મેજીસ્ટ્રેટ—એક મુખ્ય સાક્ષીની જુબાની લો એટલે બસ.

(મંગુને કોર્ટમાં લાવવામાં આવે છે. મંગુ રડતી રડતી મેજીસ્ટ્રેટ પાસે ઉભી રહે છે).

મેજીસ્ટ્રેટ—બહેન, તમે લગાર શાંત થાઓ.

(જમનીએ કરેલો એકરાર વાંચી સંભળાવે છે.)

આ બધી વાત ખરી છે?

મંગુ—હા, બધુ ખરૂ છે. મારી બહેન બીચારી ભોળી બ્રહ્મા જેવી હતી. કોઇ લુચ્ચાએ પરણવાની આશા આપી એ બાપડીને ફસાવી. એના ફસાવનારને સરકાર કાંઇ શિક્ષા નહી કરે?

મેજીસ્ટ્રેટ—એ શિક્ષા કરવાનું મારા હાથમાં નથી.

મંગુ—(મોટો ઠુઠવો મુકી રડી પડે છે ને બુમ પાડે છે) ઓ મારી બહેનરે.

મેજીસ્ટ્રેટ—(ઠાકોરલાલને) તમે એમને અહીંથી લઈ જઈ શાંત કરો. બાઈ જમનાને હું ત્રણ માસ સખ્ત કેદખાનાની સજા ફરમાવું છું*

---

* Brieux નામના પ્રખ્યાત ફ્રેન્ચ નાટકકારના Maternity નામના નાટકમાંના કેટલાક ભાગનો અનુવાદ. સને ૧૯૧૨ના એપ્રીલ માસના બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિકમાં પ્રગટ થએલો.

## ૨×

.....શહેરમાં આવેલા પ્રસૂતિગૃહ અને અનાથાશ્રમના ઓનરરી સુપરિન્ટેન્ડેન્ટ તરીકે હું કામ કરતો હતો. એક દિવસે રાત્રે નવેક વાગતાને શુમારે આશ્રમના કામકાજથી પરવારી હું મારે ઘેર જતો હતો એવામાં આશ્રમના બારણા આગળ એક ભાડુતી ઘોડાગાડી આવી પહોંચી. આ ગાડીમાં કોણ આવે છે તે જાણવાના હેતુથી હું આશ્રમના બારણા આગળ થોભ્યો. ગાડીમાંથી એક દક્ષણી પહેરવેશમાં સજ થએલી પચીશેક વર્ષની સ્ત્રી હાથમાં એક ચામડાની બેગ લઇ નીચે ઉતરી. બાઇ બેજીવવળી જણાતી હતી. અને એના શરીર ઉપરથી સ્પષ્ટ જણાઈ આવતું હતું કે થોડા સમયમાં એને પ્રસૂતિ થશે. બહુ જ શાંતિથી એણે ગાડી-વાળાને ભાડું ચુકવી આપ્યું અને ગાડીવાળાના ગયા પછી તે આશ્રમ તરફ વળી અને મને કહ્યું "મારે આ આશ્ર-મના વ્યવસ્થાપકોને મળવું છે. તમે એમને બોલાવશો ?" મેં જવાબ દીધો "હુંજ આ આશ્રમનો સુપરિન્ટેન્ડેન્ટ છું, તમારે જે કહેવું હોય તે મનેજ કહો. ચાલો મારી ઓફી-સમાં. અમે બંને પછી આશ્રમમાં મારી ઓફીસમાં ગયા. હું મારી ખુરસી ઉપર બેઠો અને બાજુ ઉપ-રની ખુરસી ઉપર બેસવાની મેં તેને સૂચના કરી. બીલકુલ

× આ ચિત્ર કાલ્પનિક નથી પરંતુ સાક્ષાત બનેલા બનાવ ઉપરથી દોરવામાં આવેલું છે. સને ૧૯૨૮ના જુન માસના બુદ્ધિપ્રકાશમાં પ્રગટ થયેલું.

પણ ગભરાયા વગર, શબ્દો સાંભળતાંજ તે વાઘણની માફક વીફરી. આશ્રમનો આશ્રયા આંખો લાલચોળ થઇ ગઈ અને અત્યંત બાદ બાળકને ર આવી જઇ તેણે મને જવાબ દીધો "મારે જઇશ. આપ ભવિષ્યની જીંદગી કેમ ગાળવી તે હું સારી પેઠે દક્ષણી પહેરું છું. મારે આપની શીખામણની જરૂર નથી. હું સ્પષ્ટ જણાવી મારી અહીંઆ આશ્રમનો આશ્રય શોધવા આવી દીધો, હતી; નહિ કે તમારી શીખામણ સાંભળવાં."—તરતજ તેણે આશ્રપોતાનો ગુસ્સો સમાવી દીધો અને કાંઈ શાંત પડી પછી એગ બોલી "ભાઇ, આવેશમાં આવી જઇ મેં કાંઇ વધારે પડતું મ આપને કહી દીધું હોય એમ મને લાગે છે. મારા બોલ્યા સામુ ના જોતાં મને ક્ષમા આપો;" મને પણ મારી ભૂલ હવે સમજાઇ. હું મારા કર્તવ્યની મર્યાદા ઓળંગી ગયો હતો એમ મને લાગ્યું. મેં શાંતિથી જવાબ દીધો "બહેન, ઉલટી મારે તમારી ક્ષમા માંગવી જોઇએ. મેં તમને ના કહેવા જેવા શબ્દો કહ્યા તેને માટે હું દીલગીર છું." તે બાઇએ જવાબ દીધો "આપને દીલગીર થવાનું કાંઇ કારણ નથી. તમારી કર્તવ્યનિષ્ઠા અને સુજનતા માટે હું તમારો અંતઃકરણપૂર્વક ઉપકાર માનુ છું. ચાલો હવે હું આપની રજા લઇશ, મારા બાળકનું જતન કરજો. હું તેને પ્રભુને અને તમને સોંપીને જાઉ છું." આટલા શબ્દો બોલી તે ત્યાંથી ઝડપથી ચાલી ગઇ.

ઉપલો બનાવ બને પાંચ વર્ષ વીતી ગયાં. આખો બનાવ મારા સ્મરણ પટમાંથી ખસી ગયો. ત્રીજી સાલ સાહિત્ય પરિ-

ષદ્‌માં હું મુંઝાઇ ગયો હતો પરિષદ્‌નું કામકાજ પુરૂં થઇ રહ્યા પછી પરિષદ્‌ના પ્રમુખ સર રમણભાઇના માનમાં કનૈયલાલ મુનશીએ એક ભભકાદાર પારટી આપી હતી. એ પારટીમાં હું આમતેમ બેદરકારથી ફરતો હતો, તેવામાં મારા જોવામાં આવ્યું કે સફેત પોષાકમાં સજ થએલી એક ગુજરાતી હિંદુબાઇ મારા સામું ટગર ટગર જોયા કરતી હતી આ બાઇ કોણ હતી તે હું ઓળખી શકયો નહિ. મને તરતજ સમજણ પડી કે જેવી રીતે એક ડીટેકટીવ ગુન્હેગાર તરફ નજર નાખતો રહે છે અને તેને એક પળ પણ પોતાની દૃષ્ટિ બહાર જવા દેતો નથી તેવી રીતે આ બાઈ મારા તરફ નજર રાખી રહેલી છે. આ બાઇ કોણ છે અને શા માટે મારી સાથે આવી જાતની વર્તણુંક ચલાવી રહી છે તેની મને સમજણ પડી નહિ. પારટી પુરી થઇ ગઈ અને બધાએ પોતપોતાના ઘર તરફ ધીમે ધીમે ચાલવા માંડયું. હું પણ મારા કેટલાક મિત્રો સાથે ઘર તરફ વળ્યો. મારા મિત્રો બીજાઓ સાથે વાતચીતમાં રોકાયલા હોવાથી હું તેમનાથી સહેજ દુર એકલો તેમની વાટ જોઈ ઉભો રહ્યો હતો. એવામાં મારા તરફ પારટીનો આખો સમય નજર રાખી રહેલી બાઇ ઝડપથી મારી પાસે આવી અને એણે મારા હાથમાં એક કાગળની ચીઠ્ઠી આપી. જેવી આવી તેવી વીજળીની ત્વરાથી તે જતી રહી. તેણે આપેલી ચીઠ્ઠી મેં મારા કોટના ગજવામાં મુકી દીધી અને જાણે કાંઈ બન્યું જ નથી તેવી રીતે મારા મિત્રો સાથે વાતો કરતો કરતો હું મારા મુકામ ઉપર ગયો. મુકામ

ઉપર પ્હોંચ્યા પછી એકાંત જગ્યા શોધી મેં ગજવામાંથી ચીઠ્ઠી કાઢી વાંચવા માંડી હવે મારી અજાયબીનો પાર રહ્યો નહિ. ચીઠ્ઠીમાં તે બાઇએ પોતાનું નામ અને પુરેપુરૂં સરનામું લખેલાં હતાં અને પોતાને ઘેર બીજે દિવસે ચાર વાગે મને ચ્હા પીવા આવવાનું આમંત્રણ કરેલું હતું. મને ખાસ સૂચના કરી હતી કે મારે એકલાજ તેને ઘેર જવું. ચીઠ્ઠીમાં વધુ સૂચના એવી પણ કરેલી હતી કે બીજે દિવસે ચાર વાગતાનો સમય મને અનુકૂળ ના હોય તો મને જે સમય અનુકૂળ હોય તે સમયે મારે તેને ઘેર જવું અને કયે સમયે હું તેને ઘર જઇ શકીશ તે સમયની ટેલીફોન કરી તેને અગાઉથી ખબર આપવી. ચીઠ્ઠીમાં પોતાના મકાનનો ટેલીફોનનો નંબર પણ તેણે આપેલો હતો. બે ત્રણ વાર મેં આ ચીઠ્ઠી વાંચી. બાઇના નામ સંબંધી અનેક તર્ક વિતર્કો કર્યા પરંતુ આ બાઇ કોઇ પણ રીતે મારી ઓળખીતી હોય એમ મને જણાયું નહિ. બાઇ મને એકલાને પોતાને ઘેર શા માટે બોલાવતી હશે તેની કલ્પના પણ હું કરી શકયો નહિ. મારે આ બાઇને ઘેર એકલા જવું કે નહિ, આ ચીઠ્ઠી સબંધી હકીકત મારા મિત્રોને કહેવી કે નહિ તે સંબંધમાં મેં પુષ્કળ વિચાર કર્યો પણ હું કશા પણ નિર્ણય ઉપર આવી શકયો નહિ. મને વ્હેમ પણ પડવા લાગ્યો કે, આ મુંબાઇ નગરી ઠગારાઓથી ભરપૂર છે, કાંઇ ઠગલબાજી તો નહિ હોય. આવી રીતે એકલા જવાથી હું કાંઇ ફસાઇ તો નહિં પડું. બીજે દિવસે ત્રણ વાગતા સુધી હું કશો ચોક્કસ નિર્ણય કરી શકયો નહિ. પણ છેવટે મેં

નક્કી કર્યું કે આ ચીઠ્ઠી સંબંધી કોઇને કશું પણ કહેવું નહિ અને મારે તે બાઇને ઘેર ચાર વાગે પ્હોંચાય તેવી રીતે એકલા જવું. તો પણ થોડી તો મેં ચોકસાઇ રાખી. મારી ઘડીઆળ તેમ પૈસા મારા મુકામ ઉપર પેટીમાં મુકી દીધા અને માત્ર બેચાર રૂપીઆ સાથે રાખી તે બાઇના ઘર તરફ જવા હું એકલો નીકળી પડયો.

બરોબર ચાર વાગે હું તે બાઈને ઘેર પ્હોંચ્યો. બહાર ઉભેલા માણસને મ્હેં મારૂં વીઝીટીંગ કાર્ડ આપ્યું. પળ વારમાં તો તે બાઇ પોતે મને સામી લેવા આવી અને અત્યંત માનપૂર્વક મને પોતાના ભવ્ય મકાનમાં લઇ ગઈ. મેડે ચઢી, મેડા ઉપરનું સુશોભિત દીવાનખાનું વટાવી, દીવાનખાનાની પાછળની એક સુંદર નાની ઓરડીમાં અમે જઇ પ્હોંચ્યા. આ ઓરડીના મધ્ય ભાગમાં એક ગોળ ટેબલ હતું અને તેની ચારે બાજુએ ચાર ખુરસીઓ મુકવામાં આવી હતી. આમાંની એક ખુરસી ઉપર તે બાઇ બેઠી અને બરોબર તેની સામેની ખુરસી ઉપર હું બેઠો. થોડો વખત તો સાહિત્ય પરિષદ્ વિશે તેમ બીજા એવા કેટલાક પરચુરણ વિષયો ઉપર અમે વાતો કરી. એવામાં એક નોકરડી ત્યાં આવી ટેબલ ઉપર ચ્હાની ટ્રે તથા મેવા મીઠાઇઓની તાસકો ગોઠવી ગઇ. મારે માટે પ્યાલામાં ચ્હા રેડતાં રેડતાં પોતાના મ્હોં ઉપર સ્મીત લાવી તે બાઇએ મને પૂછ્યું " તમે મને ઓળખી ? " મેં કાંઈક ગભરાઇને જવાબ દીધો, " મને ક્ષમા કરજો, હું હજી તમને ઓળખી

શકયો નથી. ગઈ રાતનું મને એમ થયા કરે છે કે મારા સંબંધમાં તમે મોટી ભૂલ કરો છો. હું છું તેના કરતાં કોઇ બીજો માણસ સમજીને તમે મને તમારે ત્યાં ચ્હા પીવાનું આમંત્રણ આપ્યું છે એમ મને લાગે છે." તે બાઈએ હસતાં હસતાં મને જવાબ દીધો, "ના, મારી બીલકુલ ભૂલ થતી નથી......શહેરમાં આવેલા પ્રસૂતિગૃહ અને અનાથાશ્રમના તમે સુપરિન્ટેન્ડેન્ટ છો—કદાચ હાલમાં નહિ હો પણ આજથી પાંચ વર્ષ ઉપર હતા, કેમ ખરી વાત ને?" મેં જવાબ દીધો, "હા, ખરી વાત આજ લગભગ છ સાત વર્ષ થયાં હું એ સંસ્થાના ઓનરરી સુપરિન્ટેન્ડેન્ટ તરીકે કામ કરૂં છું." તે બાઇએ તરતજ પોતાની નોકરડીને બોલાવી ચ્હાનો સામાન ત્યાંથી ખસેડાવી દીધો. ઓરડીના બારણાઓ બંધ કરી દીધા અને હસતાં હસતાં મારી સામું જોઇ મને પુછયું "આજથી લગભગ પાંચ વર્ષ ઉપર રાતના નવ દશ વાગે દક્ષણી પોષાકમાં સજ્જ થઇ એક બાઇ પ્રસૂતિને માટે તમારા આશ્રમમાં આવી હતી તે તમને યાદ આવે છે?" તરતજ ભૂતકાળનો આખો બનાવ મારી નજર આગળ ખડો થઇ ગયો. મેં તેને જવાબ દીધો, "હા, મને તે બરોબર યાદ આવે છે." તે બાઈએ સ્હેજ ગંભીર થઈ મને કહ્યું. "તે બાઇ હું હતી. હવે તમે મને ઓળખી?" મેં પણ બને તેટલી ગંભીરતા ધારણ કરી જવાબ દીધો, "હા, હવે મેં તમને ઓળખ્યાં." તે બાઈએ કહ્યું "બીજા વિષયો ઉપર વાત કરતાં પહેલાં તમે મને મારા બાળકની ખબર અંતર

કહો. તે જીવે છે? તંદુરસ્ત છે? ખુશી આનંદમાં છે"? મેં જવાબ દીધો, "તમારૂં બાળક જીવે છે, તંદુરસ્ત છે. અને ખુશી આનંદમાં છે." મારા આ જવાબથી તે બાઇને આનંદ થયો હોય એમ હું સ્પષ્ટ તેના ચહેરા ઉપરથી જોઈ શકયો. તે બાઈએ મને પુછ્યું "તમારા આશ્રમમાંથી વિદાય થતી વખતે તમે મને પુનર્લગ્ન કરી ઠેકાણે પડવાની સલાહ આપી હતી તે તમને સાંભરે છે?" મેં કાંઇક ઉતરી ગએલે મ્હોંએ જવાબ દીધો, "હા મને તે બરોબર સાંભરે છે. તમને તેનાથી બહુ ખોટું લાગ્યું હતું અને હજી પણ મારા તે વખતના શબ્દો તમને સાલ્યા કરે છે એમ મને લાગે છે." તે બાઈએ જવાબ દીધો "તમે મને ઘણો અન્યાય કર્યો હતો. પરંતુ તેમાં હું તમારો દોષ કાઢતી નથીઃ તમે તો શુભ હેતુથી મને સલાહ આપી હતી એ હું સમજી શકું છું. તે વખતે હું તમારી આશ્રિત અને તમારા ઉપકાર નીચે દબાયલી હતી. હજી પણ તમારો ઉપકાર હું ભૂલી ગઈ નથી. મારા પાપનો પ્રત્યક્ષ પુરાવો તમારી પાસે હતો તેવા સંજોગોમાં તમે મને પુનર્લગ્ન કરવાની સલાહ આપો તે યોગ્ય હતું. મારા જીવનની ગુપ્ત હકીકત તમારા શીવાય બીજું કોઇ જાણતું નથી. એક સદ્ગૃહસ્થ તરીકે અને એક અતિ ઉપયોગી સંસ્થાના ચાલક તરીકે મારા જીવનની આ હકીકત તમે તદ્દન ગુપ્ત રાખશો એવી શ્રદ્ધાથી આજે હું મારા જીવનની વિગતવાર હકીકત તમને કહેવા માંગું છું."

મેં જવાબ દીધો, "તમારી સર્વ હકીકત ગુપ્ત રહેશે

તેને માટે તમે બે ફીકર રહેજો. આવી સંસ્થાના ચાલક તરીકે મારો ધર્મ શું છે તે હું સારી પેઠે સમજુ છું."

મારા શબ્દો ઉપર વિશ્વાસ બેસવાથી તે બાઇએ આગળ ચલાવ્યું, "કાઠીઆવાડમા આવેલા.....ગામમાં મારૂં પીયર છે. બચપણમા મારા માબાપ ગુજરી ગએલા હોવાથી હું મારા મામાને ઘેર ઉછરી મોટી થઈ હતી. લોકવાયકા એવી છે કે મારા મામાએ પંદર હજાર રૂપીઆ લઇ મારૂં લગ્ન મુંબઈના.....શેઠ સાથે કર્યું. લગ્ન વખતે મારી ઉમ્મર અરાઢ વર્ષની હતી અને મારા પતિની ઉમ્મર બાવન વર્ષની હતી. પરણીને તરતજ હું મુંબાઇ આવી. મારા ધણીની વૃદ્ધાવસ્થા તેમ મારા યૌવન અને સૌંદર્યનો લાભ લઇ મારા ધણીના ભત્રીજા તથા મુનીમે મારી સાથે આડો સંબંધ બાંધી મને પોતાની કરી લેવા બહુ ફાંફાં માર્યાં. પરંતુ પૂર્વજન્મના પુણ્ય પ્રતાપે બાળપણથી મારામાં સારા સંસ્કારોએ પ્રવેશ કર્યો હતો તેથી એ દુષ્ટ લોકો પોતાની ધારણામાં નિષ્ફળ નીવડયા. પરણ્યાં પછી ચારે વર્ષે હું વિધવા થઇ. આ ચાર વર્ષમાં મેં એક બાળકને જન્મ આપ્યો હતો પણ મારા દુર્ભાગ્યે બે વર્ષની વયે તે ગુજરી ગયું. વિધવા થયા પછી હું તદ્દન નિરાધાર બની ગઈ. દુનીઆના પ્રપંચો અને કાવાદાવાનું મને કાંઇ ભાન નહોતું. મારા ઉપર વેર વાળવાને, મારી નિરાધાર સ્થિતિનો લાભ લઇને મારા ભત્રીજા તથા મુનિમે મારી સામે તર્કટ ઉભું કર્યું, મારા ધણીનું ખોટું વીલ ઉત્પન્ન કરી મને છેક ભીખારી બનાવી દઇ મારા ધણીની બધી મીલકત પડાવી

લેવાની તેમણે યુક્તિઓ કરી. મારી આવી સ્થિતિમાં મારા ધણીના એક ઓળખીતા વકીલે—તેમનું નામ હું તમને કહી શકતી નથી માટે મને ક્ષમા કરશો,–મને ખરેખરી મદદ કરી. મારી વતી કોર્ટમાં દાવા લઢી મારા ભત્રીજાને તેમણે ફાવવા દીધો નહિ. તેમનાજ અથાગ પ્રયાસથી છેવટે હું મારા ધણીની બધી મીલકતની સ્વતંત્ર માલીક બની. આ વકીલે કોઇ પણ જાતના નીચ હેતુઓ વગર માત્ર પારમાર્થિક વૃત્તિથી મને મદદ કરી હતી એમ હું ખાત્રી પૂર્વક માનું છું. તેઓ મારા કરતાં ઉમ્મરે ઘણા મોટા છે. તેમને હું મારા શુભેચ્છક તરીકે ગણું છું અને વડીલ તરીકે માન આપું છું. હું તેમના મોટા ઉપકાર તળે છું. ઉંચા પ્રકારના ચારિત્ર બળવાળા હોવા છતાં પણ એક વખત તે બીચારા વિકારને વશ થઇ ગયા. હું તેમને મારા વડીલ તરીકે ગણતી હેવાથી તેમને તરછોડી કાઢવાની મારી હિંમત ચાલી નહિ. મારી આ એક નબળાઇનું કેવું વિપરીત પરીણામ આવ્યું તે તમે સારી પેઠે જાણો છો. પ્રભુની કૃપાથી તેમ તમારા જેવા પરમાર્થી પુરૂષોની સુજનતાથી મારી ફજેતી થવા પામી નહિ. મારા પાપના પરિણામની હકીકત હું તદ્દન ગુપ્ત રાખી શકી. મારા વડીલ બરોબર આ વકીલ પણ સંપૂર્ણ હકીકતથી અજ્ઞાન છે. તેઓ બીચારા પણ પોતાની નીચતા માટે બહુ પસ્તાય છે. ગળગળા થઈ જઇને તેમણે મારી ક્ષમા માગી છે. મેં તેમને મારા ખરા અંતઃકરણથી ક્ષમા આપી છે. પરમ કૃપાળુ પરમાત્મા મને પણ મારી નબળાઇની ક્ષમા આપશેઃ

'હું તમને ખાત્રી આપું છું કે હું પાપી નથી. મુંબાઈ જેવાં પાપી શહેરમાં રહેવા છતાં વિકારને વશ હું થઇ શકું એમ નથી. ના પાડવાની હિંમત નહિ ચાલવાથી જીવનમાં મેં એકજ વાર નિર્બળતા બતાવી છે. મારી આ એકજ ભૂલ છે. અને પ્રભુની કૃપા હશે તો જીવન પર્યંત તે પહેલી અને છેલ્લી ભૂલ રહેશે. તમારા આશ્રમમાંથી પાછા આવ્યા પછી મેં તદ્દન પવિત્ર જીવન ગુજાર્યું છે. મારા વડીલને અને મારે ઘણીવાર એકાંતમાં મળવાનું થાય છે. પણ એક વાર થયેલી ભૂલ ફરી નહિ કરવાનો અમે બંનેએ સંકલ્પ કર્યો છે. આ બધી હકીકત તમને વિગતવાર કહેવાનો હેતું એટલોજ છે કે તમે મને પુનર્લગ્ન કરી ઠેકાણે પડવાની જે સલાહ આપી હતી તે બીનજરૂરી હતી. સ્ત્રીઓનું અંતઃકરણ તમે પુરૂષો બીલકુલ સમજી શકયા નથી અને સમજી શકવાનાં પણ નથી. તમે એક પુન્યશાળી સંસ્થાના ચાલક છો. મારા જેવી માત્ર નબળાઇને લીધે એકજ ભૂલની ભોગ થઇ પડેલી અનેક સ્ત્રીઓ તમારા આશ્રમનો આશ્રય લેવા આવશે. જાણે અજાણે તમારાથી જેવી રીતે મને અન્યાય થઇ ગયો તેવી રીતે મારા જેવી બીજી અભાગી સ્ત્રીઓને ના થાય માટે મારા જીવનની આટલી બધી વિગતવાર હકીકત મેં કહી તમને કંટાળો આપ્યો તેને માટે મને ક્ષમા આપશો.'

બોલતાં બોલતાં આ સ્ત્રીની આંખોમાંથી વારંવાર આંસુ નીકળી પડતાં હતાં. તે ખરા અંતઃકરણથી બોલતી

હતી અને સત્ય હકીકત કહેતી હતી એ હું તેના ચ્હેરા ઉપરથી સ્પષ્ટ જોઇ શકયો હતો. આ વાર્તા હવે વધારે લંબાવવી એ મને ઠીક ન લાગવાથી મેં ટુંકામાં પતાવ્યું. "ભૂલનો ભોગ થઇ પડેલી કે જાણી જોઇને આડે માર્ગે ચઢેલી સર્વ વિધવા સ્ત્રીઓ માટે મને તો સન્માન છે. આ પ્રશ્નની બાબતમાં મારા વિચારો તદ્દન જુદા છે. આપણી સમાજની અત્યારની સ્થિતિમાં દુરાચાર માટે પણ હું વિધવા સ્ત્રીઓને દોષવાન ગણુતો નથી. તેઓ પાપ કરતા નથી પરંતુ સમાજ તેમના પ્રત્યે પાપ કરે છે એમ હું માનું છું. ચાલો હું રજા લઇશ. આ મુલાકાત માટે હું તમારો આભાર માનું છું."

આંખમાં આંસુ લાવી તે બાઇએ મને બે હાથ જોડી નમસ્કાર કર્યા અને ડુસકા ખાતાં ખાતાં કહ્યું: "ભાઈ, આવજો. ફરી જ્યારે મુંબાઈ આવવાનું થાય ત્યારે મને જરૂર મળજો અને અહીં આજ ઉતરજો. આ ઘર તમારૂંજ છે એમ સમજજો." મેં વિદાયગીરી લીધી પણ એ બાઇને કાંઇ સાંભરી આવ્યું તેથી તેણે મને પાછો બોલાવ્યો અને બેસાડયો. પોતે નીચે જઇ આવી મ્હોં ધોઇ શાંત થઇ પાછી આવી અને મને પુછ્યું. "મારૂં બાળક મને પાછું ના મળે? મારી આટલી બધી મીલકત છતાં મારૂં એકનું એક બાળક મારાથી દુર આમ અનાથાશ્રમમાં ઉછરે એ મને ઠીક લાગતું નથી."

મેં જવાબ દીધો, "અમારા આશ્રમના નિયમ મુજબ

તમને તમારૂં બાળક પાછું મળી શકે નહિ, વળી, તમામાથી જાહેરમાં એમ પણ કહી શકાશે નહિ. કે આ બાળક મારૂં છે માટે મને તે સોંપી દો."

મારો આ જવાબ સાંભળી તે બાઇનું મ્હોં ઉતરી ગયું. તેણે કહ્યું. "ભાઇ ગમે તે રસ્તો કાઢી મને મારૂં બાળક મળે એવી ગોઠવણ કરી આપો તો હું તમારો અત્યંત આભાર માનીશ. તમે મારા ઉપર એક તો મહાન્ ઉપકાર કર્યો છે. અને આ એક બીજો ઉપકાર કરો. હું જીવનપર્યંત આપની ઋણી થઇને રહીશ."

થોડીવાર વિચાર કરી મેં જવાબ દીધો, "એક રસ્તો નીકળે એમ છે. તમે......શહેર જોવાને બ્હાને ત્યાં આવો. શહેરની બધી સંસ્થાઓ જુઓ તેની સાથે અમારો આશ્રમ જોવાને પણ આવો. તમે આશ્રમમાં આવશો કે તરતજ હું આંખના ઇશારાથી તમારૂં બાળક તમને ઓળખાવી દઇશ. તમને એ બાળક બહુ ગમી ગયું હોય એવો તમે દેખાવ કરજો અને માંગણી કરજો કે આ બાળકને હું મારે ઘેર લઇ જઇ ઉછેરીશ. તમારી માંગણી હું આશ્રમના વ્યવસ્થાપક મંડળ સમક્ષ રજુ કરીશ. અને મારાથી બનતું કરી એ બાળક તમારે સ્વાધીન કરાવીશ. પણ આમ કરવા જતાં તમારી ગુપ્ત વાત બહાર નહિ પડી જાય ?"

તે બાઇએ જવાબ દીધો, "એમ થવાનો બીલકુલ સંભવ નથી. કારણ કે મને ગર્ભ રહ્યો હતો એવો કોઇને પણ સંશય નથી. દરવર્ષે હું ફેબ્રુઆરી કે માર્ચ માસથી તે

છેક જૂન જૂલાઇ સુધી મુંબઇની બહાર હવાખાવાને જાઉ છુ. તે મુજબ તે વર્ષે પણ ૭ સાત મહીના હું બહાર રહી હતી હું જરૂર થોડા વખતમાં......આવી તમારી સંસ્થાની મુલાકાત લઇશ અને આપણી ગોઠવણ મુજબ મારૂ કામ તમે જરૂર પાર પાડી આપજો.

સ્કોટલાંડના પ્રખ્યાત કવિ બર્નસની નીચેની લીટીઓ ગણગણતો હું તેના મકાનની બહાર નીકળી પડયો.

Then gently scan your brother man
Still gentler sister woman;
Though they may do a little wrong
To step aside is human.
One point must still be greatly dark,
The moving why they do it,
And just as lamely can ye mark
How far perhaps they rue it.
Who made the heart, 'tis He alone
Decidedly can try us.
He knows each chord—its various tunes
Each spring—its various bias.
Then at the balance let us be mute
We never can adjust it;
What's done we partly may compute
But know not what's resisted.

કહેવાની જરૂર નથી કે થોડા સમયમાં તે બાઇ આવી અને અમે કરેલી યોજના મુજબ પોતાના બાળકને લઇ ગઇ.

---

×૩

....જીલ્લાના ઉંડાણમાં રેલ્વે સ્ટેશનથી વીસ પચ્ચીસ માઇલ દૂર આવેલા એક ગામડાની કન્યાશાળાની પરીક્ષા લેવાં હું ગયો. એ કન્યાશાળામાં માત્ર એકજ શિક્ષિકા હતી. તે ટ્રેન્ડ હતી અને ત્રીજા વર્ષની પરીક્ષામાં પાસ થએલી હતી. તેની ઉમર બહુ બહુ તો ચોવીસ પચીસ વર્ષની હશે. હું પરીક્ષા લેતો હતો તે વખત તેણે એક બે વખતે એ ગામમાંથી તેની બદલી કરવાની મને વિનંતી કરી, પરંતુ તે વખતે મેં તેની એ વિનંતી ઉપર બીલકુલ લક્ષ આપ્યું નહિ. કારણ કે આસીસ્ટંટ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરોને લગભગ દરેક ગામમાં શિક્ષકો અને શિક્ષિકાઓ તરફથી આવી બદલીઓને માટે વિનંતિઓ કરવામાં આવે છે. પરીક્ષા પુરી થઈ ગઈ. કન્યાઓને શાળામાંથી રજા આપી દેવામાં આવી. શિક્ષિકાને મેં તેના સારા કામને માટે અભિનંદન આપ્યું અને કેટલીક સૂચનાઓ કરી. પછી હું ઇન્સ-

---

× આ ચિત્ર કાલ્પનિક નથી પરંતુ સાક્ષાત બનેલા બનાવ ઉપરથી દોરવામાં આવેલું છે. સંને ૧૯૨૮ના જુલાઇ માસના "બુદ્ધિપ્રકાશ"માં પ્રગટ થયું હતું.

પેકશન રીપોર્ટ ભરવા બેઠો. કન્યાશાળાની તેડાગર મારે માટે બાજુની ઓરડીમાં સઘડી ઉપર ચ્હા બનાવવાની તૈયારી કરવા લાગી. નિશાળના મૂખ્ય ઓરડામાં હું તથા તે શિક્ષિકા બે એકલાજ રહ્યા એટલે તે શિક્ષિકાએ બે હાથ જોડી દયામણે મ્હોંએ મને ફરી કહ્યું "સાહેબ, મારી બદલી સંબંધી વિનંતી કૃપા કરી ધ્યાનમાં લેશો તો હું આપની અત્યંત આભારી થઇશ." આ શિક્ષિકાની બોલવાની ઢબ અને તેનો દયામણો ચ્હેરો જોઇ મને લાગ્યું કે એને બદલીની ખરેખરી જરૂર છે. મેં તેને પુછ્યું, "તમે અહીંઆથી બદલી કેમ માંગો છો? તમને અહીઆ શું દુ:ખ છે? આ ગામ પાટીદારની વસ્તીવાળુ છે અને એકંદર ગામના લોકો બહુ સારા છે. તમને આવું સારૂ ગામ નહિ મળે. તમારૂ વતન કયું? બધા શિક્ષકોને પોતાના વતનમાં મુકવાનું અમારાથી શી રીતે બની શકે?" તે શિક્ષિકાએ જવાબ દીધો. "સાહેબ, મારૂં વતન આજ ગામમાં છે હું મારા પોતાના વતનમાં રહેવા નથી માગતી. હું અહીંઆ બહુજ દુ:ખી છું, મને અહીઆથી જેટલી બને તેટલી દુર જીલ્લાને બીજે છેડે કે પરજીલ્લામાં મુકો પણ મારો અહીંથી છુટકો કરો." સામાન્ય રીતે શિક્ષકો પોતાના વતનમાં અથવા વતન નજદીક કોઇ ગામમાં બદલીની માગણી કરે છે. આ સ્ત્રી પોતાના વતનમાં હોવા છતાં વતનથી દુર જવા માંગે છે તે જાણી મને બહુ નવાઇ લાગી, તેથી મેં તેને પુછ્યું, "તમે બદલી શા માટે માંગો છો તેના કારણો મને સ્પષ્ટ સમજાવો. તમે જાણો છો કે તમારી બદલી

કરવાની સત્તા મારી પાસે નથી. મારે મારા ઉપરી અધિકારીને તમારી બદલી માટે ભલામણ કરવી પડશે. તમને તમારા પોતાના વતનથી દુરં ખસેડવાને મારે કારણો રજુ કરવા પડશે. તમારૂં કામ ખરાબ હોત તો શિક્ષા તરીકે તમને વતનમાંથી દુર કાઢવા જોઈએ એવું હું લખાણ કરત પણ તમારૂં કામ ઘણું સારૂં છે માટે મારે તમારી બદલી કરવાનું સબળ કારણ બતાવવું જોઇએ. તે બાઇએ જવાબ દીધો, "સાહેબ, ત્યારે પાસ કરેલી છોકરીઓને નપાસ કરી દો અને મારૂં કામ બહુ ખરાબ છે એવો રીપોર્ટ કરો. મારે તો ગમે તે પ્રકારે અહીંથી છુટવું છે." મેં કહ્યું. "એવું જુઠ્ઠું લખાણ મારાથી થાય નહિં. તમે બીલકુલ પણ સંકોચ રાખ્યા વગર તમે અહીંઆથી કેમ બદલી માંગો છો તેના કારણો મને જણાવો, હું મારાથી બનતું કરી જરૂર તમારી બદલી કરાવી આપીશ." આવી જાતના મારા આશ્વાસનથી તે બાઇને મારા ઉપર કાંઇ શ્રદ્ધા આવી. તેણે મને કહ્યું, "સાહેબ, મારા કુટુંબમાં હું, મારો ધણી, મારી વિધવા સાસુ, એક વિધવા નણંદ તથા એક દીયર છીએ. આ બધાનું પુરૂં મારા પગારમાંથી થાય છે. છતાં એ લોકો મને બહુ દુઃખ દે છે. મને ઘરમાં બીલકુલ સુખ કે શાંતિ નથી. હું ભણેલી ના હોત તો કદાચ બધાને પુરી પડત. પણ એક કેળવાયલી સ્ત્રી અને શિક્ષિકા તરીકે મારે ગામમાં મારી આબરૂ સાચવવી પડે છે. હું મુંગે મ્હોંએ બધું દુઃખ સહન કરૂં છું. પણ મારૂં ધૈર્ય હવે ખુટી ગયું છે." મેં કહ્યું. "પણ બદલી થએથી તમારૂં

દુ:ખ કેમ ટળશે ? તમે અહીંઆંથી બીજે ગામ જશો તો બધા તમારી સાથે તે ગામ આવશે. ઘરના ઉઠયા વનમાં ગયા તો વનમાં લાગી આગ એવી તમારી સ્થિતિ થશે." તે બાઇએ જવાબ દીધો, "ના સાહેબ, એવું નહિ બને. મને લાગતું નથી કે મારા ધણી શીવાય બીજું કોઈ મારી સાથે પરગામ આવશે. હું દર મહીને દસ પંદર રૂપીઆ અહીં મોકલી આપવાનું કબુલ કરીશ. એટલે કોઈ ઘર છોડી આવશે નહિ. હું મારૂ ગુજરાન બહુ થોડી રકમમાં કરીશ. હું પૈસાની દરકાર કરતી નથી. મારે તો માત્ર શાંતિ જોઇએ છીએ. ને તેઓ કદાચ બધાએ મારી સાથે બીજે ગામ આવે તોપણ વસ્તુસ્થિતિમાં ફેર પડશે. અહીંઆ તો હું તેમના ઘરમાં રહું છું બીજે ગામ તો તેઓ મારા ઘરમાં રહેવા આવશે એટલે ઘરતું સામ્રાજ્ય મારી સાસુના હાથમાંથી મારા હાથમાં આવશે."

મેં કહ્યું, "આમ નાહક બે ઘરનો ખર્ચ શું કામ માથે વ્હોરી લો છો ? તમારા ટુંકા પગારમાં બે ઘરનું ખર્ચ તમારાથી નહિં નભાવાય કાંઇ બીજો રસ્તો કાઢો. તમારા ધણીને બધી હકીકતથી વાકેફ કરો. એ કાંઇ રસ્તો કાઢશે. તમારા ધણી શું કરે છે" તે બાઈએ જવાબ દીધો, "મારો ધણી શું કરે ? એનામાં શા રામ બળ્યા છે ? કાંઇ ભણ્યોએ નથી કે કોડી ભારની અક્કલ હોય. રોજ આખા ગામમાં રખડે છે. કાંઈ કામ ધંધો કરતો નથી. બૈરીની કમાઇ ઉપર પોતાનું પેટ ભરી બૈરીને કનડવામાં પુરૂષાર્થ સમજે છે.

એ શું રસ્તો કાઢી મારૂ દલદર ફીટવાનો છે ?" એક ભણેલી સ્ત્રી પોતાના પતિના સંબંધમાં પરાયા પુરૂષ સમક્ષ આવી જાતન ઉદ્દગારો કાઢે તે મને બીલકુલ ગમ્યું નહિ. પુરૂષ જાતિની અને તેમાં ખાસ કરીને કેળવણી ખાતાના ઈન્સ્પેકટરોની નબળાઇને વશ થઇ મેં તે બાઇને શિખામણ દેવાનું શરૂ કર્યું, "બહેન, તમે ભણેલા અને સંસ્કારી છો. વળી શિક્ષકનો પવિત્ર ધંધો કરો છો. તમારા પતિના સંબંધમાં એક પરાયા પુરૂષ સમક્ષ તમે આવી રીતે તિરસ્કાર ભર્યું બોલો એ તમને શોભે નહિ. તમારા જેવી કેળવાયલી સ્ત્રીઓએ તો **સીતા** અને **સાવિત્રી** જેવાં પતિવ્રતા સ્ત્રી થવું જોઇએ; તમારૂં જીવન તો ગામની બીજી સ્ત્રીઓને દૃષ્ટાંતરૂપ થઇ પડવું જોઇએ." બસ થઇ ચુકયું ! આ શિખામણના શબ્દો સાંભળી તેનો મીજાજ ગયો. તે મારા તાબાની નોકર છે એ વાત તે પળવાર ભૂલી ગઇ અને કાંઇક આવેશથી મને જવાબ દીધો "સાહેબ, તમારે પુરૂષોને તો બધી સ્ત્રીઓને સીતાઓ અને સાવિત્રીઓ બનાવવી છે. પણ તમારે કોઇએ શ્રીરામચંદ્ર અને સત્યવાન બનવું નથી. સીતા અને સાવિત્રી જગ વિખ્યાત સતી સ્ત્રીઓ કેમ બની શકી તેનું કારણ આપ જાણો છો ? કારણ એ છે કે તેમને શ્રીરામચંદ્ર અને સત્યવાન જેવા પ્રેમાળ પતિઓ મળ્યા હતા. અમને પણ શ્રીરામચંદ્ર અને સત્યવાન જેવા પતિઓ મળે તો સીતા અને સાવિત્રી બનવું એ તો અમારે મન સહેલી વાત છે. આપે લલીતા દુઃખ દર્શક નાટક તો વાંચ્યું હશે. એ નાટકની લલીતા જેવી અમારી સ્થિતિ છે. લલીતાના પતિ

જેવા પતિઓ અમને આપવા છે અને અમને સીતાં અને સાવિત્રીઓ બનાવવી છે એ કેમ બને ? આપ તો ઉચ્ચ અને કેળવાયલી જ્ઞાતિમાં જન્મ્યા છો તમને તો હિંદુ સંસારનો બીલકુલ ખ્યાલ નથી, મારા જેવી અસંખ્ય ભણેલી સ્ત્રીઓ જે સાંસારિક દુઃખોથી પીડાય છે તેનો ખ્યાલ સરખો પણ આપને નહિ હોય." આ કેળવાયલી સ્ત્રી શિક્ષિકાના દુઃખના ઉદ્દગારો હું વધારે વખત સાંભળી શક્યો નહિ; કારણ કે તેડાગર તરતજ મારે માટે ચ્હાનો પ્હાલો લઇ ત્યાં આવી એટલે એ બાઇએ બોલવું બંધ કર્યું. ઇન્સપેક્શન રીપોર્ટ ભરી લઈ આ બાઇના દુઃખ સંબંધી વિચાર કરતો કરતો હું મારા મુકામ ઉપર ગયો. ડીસ્ટ્રીકટમાં ફરવાનું પુરૂં થયે હું હેડ ક્વાટર્સમાં ગયો. જીલ્લાના ડેટપુટી એજ્યુકેશનલ ઇન્સપેકટરને આ બાઇના સાંસારિક દુઃખનો કાંઇ ખ્યાલ આપી તેની બદલી કરવાની મેં તેમને આગ્રહપૂર્વક વિનંતી કરી. સુભાગ્યે તે અધિકારીએ મારી વિનંતી સ્વીકારી તરતજ તેની ઇચ્છા પ્રમાણે જીલ્લાના છેક બીજે છેડે તેના વતનથી લગભગ પચાસ માઇલ દુર તે બાઇની બદલી કરી દીધી. આમ વતનથી દુર બદલી થયાથી તેને ધાર્યા પ્રમાણે સુખ અને શાંતિ મળ્યા કે કેમ તે તો હું કહી શકતો નથી. કારણ કે તેની બદલી થયા પછી તરતજ મારી પણ તે જીલ્લામાંથી બદલી થઇ એટલે ફરી એ શિક્ષિકાને મળવાનો પ્રસંગ મને પ્રાપ્ત થયો નથી.

૪*

સને ૧૯૨૨ ની સાલમાં હું એક વખતે કાઠીઆવાડ એક્સપ્રેસના થર્ડ ક્લાસના એક તદ્દન ઢલાયદા કોંપાર્ટમેંટમાં બેસી મુંબઇથી અમદાવાદ આવતો હતો. હું કોલાબાના સ્ટેશનથી બેઠેલો હોવાથી કોંપાર્ટમેંટના ઉપલા પાટીઆ ઉપર મારી નાની ટ્રંક મુકી પથારી પાથરી આખું પાટીઉં રોકી નિરાંતે સુતો હતો. ગ્રાંટ રોડ સ્ટેશનથી મારા કોંપાર્ટમેંટમાં બીજા આઠ દસ માણસો બેઠા. તેમાંના બે કાઠી-આવાડી પુરૂષો હતા અને તેમની સાથે એક વીસેક વર્ષની કાઠીઆવાડી સ્ત્રી હતી. તે બાઈએ ઘુમટો તાણેલો હતો. અને બે પુરૂષોની પાછળ ધીમે ધીમે બ્હીતી બ્હીતી તે ગાડીમાં આવી મારા પાટીઆની સામે નીચેની બેઠક ઉપર એક ખુણામાં બેઠી અને પોતાની પોટલા પોતાની પાસે મુકી તેની જોડે આવેલા બે પુરૂષો અને પોતાની વચ્ચે એક આંતરો બનાવી દીધો. રાત જતી ગઈ તેમ ગાડીમાં બેઠેલા બધા ઉતારુઓએ ઝોકા ખાવા માંડ્યા. ડબ્બામાં આ એક સ્ત્રી હતી અને તેને માટે બેસવાને પણ પુરતી જગ્યા નહિ હોવાથી તે આખી રાત આંખ મીંચ્યા વગર બેસી રહી હોય એમ મને લાગે છે: મને આગગાડીમાં બીલકુલ ઉંઘ

* આ ચિત્ર કલ્પનિક નથી પરંતુ સાક્ષાત બનેલા બનાવ ઉપરથી દોરવામાં આવ્યું છે. સને ૧૯૨૮ ના જુલાઈ માસના "બુદ્ધિપ્રકાશ" માં તે પ્રગટ થએલું છે.

નથી આવતી તેથી તે રાત્રે પણ હું જાગતો રહ્યો હતો. અને કલ્લાકે કલાકે મારી પાસેની પાનની ચમચીમાંથી પાન બનાવી પાનસોપારી ખાયા કરતો હતો અને સીગાર પીયા કરતો હતો. તે બાઈના જોવામાં આ આવ્યું હશે એમ મને લાગે છે. રાત ચાલી ગઈ અને સ્હવારે ૭ સાત વાગતાને શુમારે વડોદરાનું સ્ટેશન આવ્યું. મારા કોંપાર્ટમેંટના લગભગ બધા ઉતારૂઓ મ્હોં ધોવાને અને ચ્હા પાણી પીવાને નીચે ઉતરી પડયા. આ બાઈ સાથેના બંને પુરૂષો પણ નીચે ઉતરી પડયા. હું પણ મારૂ બેડીંગ વાળી લઈ ઉપરના પાટીઆ ઉપરથી નીચે ઉતર્યો અને ડબ્બાનું બારણું ઉઘાડી પ્લેટફોર્મ ઉપર ઉતરતો હતો તેવામાં તે બાઇએ ધીમે સાદે મને કહ્યું "એક કડકો સોપારી આપશો?" મેં તરતજ મારી ચમચીમાંથી એક આખી સોપારી અને સુડી કાઢી તે બાઇને આપી, અને કોણ જાણે કેમ પણ તે વખતે મારાથી તે બાઈને પુછાઈ જવાયું કે "તમારે ચ્હા પીવી છે?" તે બાઇનું મ્હોં સહેજ મલક્યું પણ તેની હા કહેવાની હીંમત ચાલી નહિ. અને ચ્હા પીવાની તેની મરજી હતી તેથી તેનાથી '**ના**' પણ કહેવાઇ નહિ. સુભાગ્યે મારા કોંપાર્ટમેન્ટની સામેજ રેલવે રેસ્ટોરાં હતી એટલે ઉતાવળા ત્યાં જઇ હું એક કાચના પ્યાલામાં ચ્હા લઈ આવ્યો ને તે બાઇને આપી. બીલકુલ પણ આનાકાની કર્યા વગર તેણે પ્યાલો રકાબી પોતાના હાથમાં લીધા. અને પોતાની પાસેની શીશીમાંથી પાણી કાઢી બે કોગળા કરી મોં ધોઇ ડબ્બામાંથી મ્હોં બાર કાઢી લાંબી નજર નાંખી અને પછી રકા-

બીમાં ચ્હા કાઢી તેણે પીવા માંડી. મેં કહ્યું "તમે નિરાંતે ચ્હા પીઓ. એ લોકો આવશે તો હું તમને ખબર કરીશ." એમ કહી હું પ્લેટફોર્મ ઉપર ઉભો રહ્યો. થોડી વારમાં ચ્હા પીવાનું તેણે પુરૂં કર્યું. મેં પછી મારી ચમચી એને સોંપી. એણે નિરાંતે પાન બનાવી ખાધું અને સોપારીના ચાર પાંચ કડકા ગજવામાં મુકયા. હું પછી પ્લેટફોર્મ ઉપર ગયો. નજીથી મ્હેં ધોઇ રેસ્ટોરાં આગળ જઈ નિરાંતે ચ્હા પીધી અને ડબ્બામાં આવી પાનસોપારી ખાઈ સીગાર પીવા મંડી પડયો. પેલા કાઠીઆવાડી પુરૂષો હજી પાછા આવ્યા નહોતા. થોડી વારમાં તેઓ પાછા આવ્યા. પરંતુ એ એમાંથી કોઇએ તે બાઇને મ્હોં ધોવું છે કે કેમ, તેને ચ્હા પીવી છે કે કેમ તેની ખબર સરખીએ પુછી નહિ તેમ તેને માટે ચ્હાનો પ્યાલો પણ આણી આપ્યો નહિ. કાઠીઆવાડી પુરૂષોની પોતાના કુટુંબની એક સ્ત્રી પ્રત્યે આટલી બધી બેદરકારી જોઈ મને બહુ નવાઇ લાગી. બપોરે આ લોકો આ બીચારીનો ખાવાનો ભાવ પણ પુછશે કે કેમ તેને માટે પણ મને સંશય પડવા લાગ્યો. ગાડી ઉપડી અને એક પછી એક સ્ટેશનો આવ્યાં અને ગયાં. અમદાવાદ આવવાની તૈયારી થઇ. મારી પાસે રહેલા પાનસોપારીની મારે હવે કાંઇ જરૂર નહોતી. મારા કરતાં મારા કોંપાર્ટમેંટમાં મુસાફરી કરતી આ કાઠીઆવાડી સ્ત્રીને તેની વધારે જરૂર છે એમ મને લાગ્યું. તેથી મેં જેટલા પાન મારી પાસે સીલીકમાં રહ્યા હતા તેની બીડીઓ બનાવી, ચાર પાંચ સોપારીઓ કાપી તેના નાના નાના કડકા કર્યા અને પાનસોપારીનું એક કાગળનું પડીકુ

બનાવી મારા ગજવામાં મુક્યું. અને મારો બધો સરસામાન પેક કરી દીધો. અમદાવાદનું સ્ટેશન આવ્યું એટલે હું ઉપલા પાટીઆ ઉપરથી નીચે ઉતર્યો.

ગાડીમાંથી ઉતરનારાઓ અને અમદાવાદ સ્ટેશનથી કાઠીઆવાડ તરફ જનારા જેઓ મારા કોંપાર્ટમેંટમાં બેસવા આવતા હતા તેમની ભીડનો લાભ લઇ મારી પાસેનું પાન-સોપારીનું પડીકુ મેં ધીમે રહીને તે બાઇ બેઠી હતી તેની પાસે પાટીઆ ઉપર મુકી દીધું. તે બાઇએ મ્હોં મલકાવી ચાલાકીથી પડીકું પોતાના ગજવામાં મુકી દીધું. આ બનાવની સંપૂર્ણ હકીકત મેં મારા એક કાઠીઆવાડી મિત્રને કહી અને કાઠીઆવાડી પુરૂષોની સ્ત્રી સન્માનની ખામી વીશે પુષ્કળ ટીકા કરી. તે મિત્રે ખુલાસો કર્યો કે "આ બે પુરૂષો તે સ્ત્રીના જેઠ હોવા જોઈએ અથવા તેમાંનો એક તેનો સસરો અને બીજો જેઠ હોવો જોઇએ. કાઠીઆવાડી સભ્યતા પ્રમાણે આ પુરૂષોથી તે સ્ત્રી સાથે વાતચીત થઇ શકે નહિ તેમ તે સ્ત્રીથી એ પુરૂષો સાથે વાતચીત થઇ શકે નહિ." લાંબી મુસાફરીમાં આ સભ્યતા ગરીબ બીચારી સ્ત્રીઓને કેટલી દુઃખદાયક નીવડતી હશે !

૫ *

પાંચ છ મહીના ઉપર કાંઇ કામ પ્રસંગે મારે મુંબાઇ

* આ ચિત્ર કાલ્પનિક નથી પણ પ્રત્યક્ષ બનેલા બનાવ ઉપરથી દોરવામાં આવ્યું છે. સને ૧૯૨૮ના સપટેંબર માસના બુધ્ધિપ્રકાશમાં પ્રગટ થયેલું.

જવાનું થયું હતું. જે મિત્રને ત્યાં હું ઉતર્યો હતો તે મિત્રના ઘરના બધા પુરૂષો નોકરી ધંધાને અર્થે અગીઆર વાગતાથી ઘરની બહાર નીકળી પડયા હતા. મને પણ ઘરમાં એકલું ગમ્યું નહિં તેથી મારૂં કામ જોકે પાંચ વાગે હતું તોપણ હુંએ ન્હા પી ત્રણ વાગે ઘરની બહાર નીકળી પડયો. કાંઈ પણ ખાસ કામ વગર હું કોટમાં ફરતો હતો તેવામાં મારી સામેથી સર્વાંગે અંગ્રેજી પોશાકમાં સજ્જ થએલા એક ગૃહસ્થને આવતા મેં જોયા. તેમણે એક પળ વાર મારી સામે ટગર ટગર જોયા કર્યું અને પછી ઉતાવળે પગે ચાલી અત્યંત ઉમળકાથી તેમણે મારે ખભે હાથ મુકી મને કહ્યું: "મી દેસાઇ, આટલે બધે વર્ષે તમારો ઓચિંતો આવી રીતે મેળાપ થાય છે એ ખરેખર અણધાર્યો આનંદ કહેવાય, કેમ તમે ખુશીમાં તો છો ને?" મારી સાથે બહુજ ઘાડો પરીચય હોય તેવી રીતે આટલા બધા હેતથી મને બોલાવનારને પહેલાં તો હું બીલકુલ ઓળખીજ શકયો નહિં. આથી તે કાંઇક ઝંખવાણો પડી ગયો હોય એમ મને લાગ્યું. તો પણ તેણે મારા ખભા ઉપરથી પોતાનો હાથ બીલકુલ ખસેડયો નહિં. થોડીવાર પછી તેણે કહ્યું, "મારી ભૂલ તો થતી નથી? તમે વડોદરા કૉલેજમાંથી ગ્રેજ્યુએટ થએલા મી. પ્રાણલાલ દેસાઇજ ને?" મેં હવે જવાબ દીધો, "હા, મારૂં નામ પ્રાણલાલ દેસાઈ છે અને હું વડોદરા કૉલેજમાંથી ગ્રેજ્યુએટ થએલો છું. પણ આપ મને ક્ષમા કરશો. હું હજી સુધી આપને બીલકુલ ઓળખી

શકયો નથી." તેણે હસતાં હસતાં જવાબ દીધો. "કેવી નવાઈની વાત! તમે તમારા બાળ સ્નેહી........ને પણ ઓળખી શકતા નથી?" આ નામ સાંભળતાંજ મેં તેને ઓળખી કાઢયો. અને હું તરતજ બોલી ઉઠયો. "કેટલો બધો ફેરફાર! તમે બહુજ બદલાઈ ગએલા લાગો છો તેથીજ હું એકદમ તમને ઓળખી શકયો નહિં. આપણે બહુ વર્ષે મળ્યા નહિં?" તેણે જવાબ દીધો. "તેવીસ વર્ષે. ૧૯૦૫ માં આપણે છેલ્લા મળ્યા હતા. ત્યાર પછી આજે આપણે ઓચિંતા મળીએ છીએ. બોલો, તમારો જીવન પ્રવાહ કેમ ચાલે છે?" અમે બંનેએ લગભગ અર્ધો કલાક સુધી ત્યાંજ ઉભા રહી એક બીજાના જીવન પ્રવાહ વિષે વાતો કર્યા કરી. હું મુંબાઇ કેમ આવ્યો હતો તે પણ મેં તેને કહ્યું અને વધુમાં ઉમેર્યું કે 'આજે રાત્રે હું અમદાવાદ પાછો જવાનો છું." તેણે કહ્યું, "આજે કાંઇ જવાય નહિ. તમે કયાં ઉતર્યા છો તે મને કહો. સાડા સાત વાગે હું મારી મૉટર તમને તેડવા મોકલીશ. આજની રાત અને કાલનો દિવસ તમે મારે ત્યાંજ રહેજો. કાલે રાત્રે જજો. રાતના જમજો પણ મારેજ ત્યાં" તેવીસ વર્ષે મળેલા બાળ સ્નેહીના આવા પ્રેમાળ આમંત્રણનો અસ્વીકાર મારાથી કેવી રીતે થાય? મેં એક દિવસ વધારે મુંબાઇ રોકાવાનું કબુલ કર્યું અને સાડા સાત વાગે મ.રે માટે મોટર મોકલવાનું તેને યાદ દેવડાવ્યું.

આ મિત્રને જોતાંજ વિદ્યાર્થી અવસ્થામાં તેની સાથે ગાળેલો આનંદનો સમય મારી આંખ આગળ તરી આવ્યો.

અંગ્રેજી છઠ્ઠા ધોરણથી તે છેક ગ્રેજ્યુએટ થતા સુધી અમે બે સાથે ભણતા હતા અને અમારી બેની વચ્ચે ગાઢ મિત્રાચારી જામી ગઈ હતી. વડોદરાની કમીટી બાગમાં તેમ વડોદરા કૉલેજની સુંદર લૉન ઉપર એક બીજાનો હાથ ઝાલી કલ્લાકોના કલ્લાકો સુધી અમે ફરતા હતા અને વાતો કરતા હતા તે બધું મને અત્યારે સાંભરી આવ્યું તે શહેરમાં રહેતો હતો અને હું કૉલેજની હોસ્ટેલમાં રહેતો હતો તેથી ઘણીવાર સાંજે તે ઘેર જાય તે વખતે હું તેને વળાવવા કૉલેજના ઝાંપા સુધી જતો હતો અને કોઇ કોઇવાર તો ખાવાપીવાનું ભાન ભૂલી અમે બે ઝાંપા આગળ કલ્લકના કલ્લાક સુધી વાતો કરવા ઉભા રહેતા તે બધુ મને અત્યારે યાદ આવવા લાગ્યું. એક પ્રસંગ તો મને ખાસ સાંભરી આવે છે અને તે અત્રે લખવાનું મને મન થઈ આવે છે. હું જ્યારે બી. એ. ના વર્ગમાં હતો ત્યારે વડોદરા કૉલેજના તે વખતના પ્રીન્સીપલ મી. ટેટ વાનપ્રસ્થ થઈ હંમેશને માટે હિંદુસ્તાન છોડી વિલાયત જવાના હતા. તેમને વિદાયગીરીનું માન આપવાની હીલચાલ કૉલેજના કેટલાક વિદ્યાર્થીઓ તરફથી શરૂ કરવામાં આવી. મી. ટેટ પુરેપુરા અંગ્રેજ હતા. તેઓ નિયમિત અને પદ્ધતિસર કામ કરનારા હતા. તેમના પોતાના ખાસ વિષયો ગણિત અને વિજ્ઞાનમાં તેઓ પારંગત હતા તેમના સમયની કૉલેજની વ્યવસ્થા સંપૂર્ણ અને કાંઇક કડક હતી; તો પણ તેમને આદર્શમય પ્રીન્સીપલ તો કહી શકાય નહિં. તે પુરેપુરા એંગ્લો ઇંડીઅન એટલે અંગ્રેજ પ્રજાને સર્વોપરી માનનારા અને હિંદીઓને માટે

હલકો અભિપ્રાય ધરાવનારો હતો. સ્વભાવે તે બહુ અતડો અને અભિમાની હતો. અને વિદ્યાર્થીઓ સાથે બીલકુલ ભળતા નહિ. આથી રાષ્ટ્રીય ભાવનામાં ઉછરેલા અમે કેટલાક વિદ્યાર્થીઓ મી. ટેટને વિદાયગીરીનું માન આપવાની વિરૂદ્ધ હતા. મારો આ મિત્ર બી. એસ. સી. ના વર્ગમાં હોવાથી તે પ્રીન્સીપાલ મી. ટેટની સાથે સીધા સમાગમમાં આવેલો હતો. તેથી તેને તેમના તરફ પૂજ્ય ભાવ હતો; એટલુંજ નહિ પણ અંગ્રેજ પ્રજાના કેટલાક ગુણો તરફ તેને ખાસ પક્ષપાત હતો. પ્રીન્સીપલને માન આપવાનો વિચાર ધરાવનારાઓનો તે આગેવાન હતો અને માન આપવાની વિરુદ્ધ વિચાર ધરાવનારાઓનો આગેવાન હું હતો. આ બાબતમાં વિચાર કરી નિર્ણય કરવા કૉલેજ હોલમાં વિદ્યાર્થીઓની એક સભા મળી. આ સભામાં બંને પક્ષો તરફથી સખત ભાષણો થયા. આ ભાષણોમાં અમે બંને મિત્રોએ એક બીજા ઉપર સખત પ્રહારો કર્યા અને કાંઇક અંગત આક્ષેપો પણ મુકયા. બધાને અને મને પોતાને પણ એમ લાગ્યું કે અમારી ભાઇબંધી અજથી તુટી. બળતામાં ઘી હોમવાના હેતુથી કેટલાક વિઘ્નસંતોષીઓએ મને કાંઇક ચઢાવ્યો પણ ખરો. પણ રાત્રે સુતી વખતે મને અત્યંત પશ્ચાત્તાપ થયો. મારા બાળ સ્નેહી અને ખાસ મિત્રને જાહેરમાં કડવા વચનો કહેવા માટે બીજે દિવસે તેની માફી માંગવાનો મેં વિચાર કર્યો. કૉલેજની હૉસ્ટેલમાં મારી ઓરડીએ ભાગ્યેજ તાળું દેવાતું. કૉલેજના લેકચરોમાં હાજરી ના આપનારા શહેરમાં રહેતા મારા

મિત્રોનું મારી ઓરડી ગમે તે સમયે આરામ-સ્થાન હતું. હમેશના રીવાજ મુજબ સાડા દશ વાગે મારી ઓરડી ઉઘાડી મુકી હું કલ્બમાં જમવા ગયો. જમીને ઓરડીએ પાછો ફરતાં હું શું જોઉ છું? દરરોજના રીવાજ મુજબ મારા મિત્રને મારી ઓરડીમાં નિરાંતે બેઠેલો મેં જોયો. મેં હસતાં હસતાં કહ્યું, "તમને આજે મારી ઓરડીમાં બેઠેલા જોઇ મને આનંદ થાય છે, મને ભીતી હતી કે આજે તમે બારોબાર કૉલેજમાં જતા રહેશો." તેણે હસતાં હસતાં જવાબ દીધો. "તમે શું એમ માની લીધુ હતું કે ગઇ કાલના બનાવથી મને તમારા ઉપર રીસ ચઢી છે? અવશ્ય પ્રીન્સીપાલને માન આપવાની બાબતમાં તો મારો વિચાર મક્કમ છે. તોપણ રાતના મને ઉંઘ આવી નહિ. મને બહુ પસ્તાવો થયો કે એક પરદેશીને માન આપવું કે ના આપવું તેની તકરારમાં મેં મારા ખાસ સ્નેહીને કડવાં વેણ કહ્યાં. મારા ગઈ કાલના ભાષણ માટે મને બહુજ દીલગીરી થાય છે. તેને માટે હું ખરા અંતઃકરણથી તમારી માફી માગુ છું." મારા મિત્રના મનની આવી મોટાઇ જોઇ મને ખરેખરી લાગણી થઇ આવી. મારી આંખમાંથી આંસુ નીકળી પડયા. મેં તેને કહ્યું, "માફી તો ઉલટી મારે તમારી માંગવી જોઈએ. મારે માટે તમે જે કડવા વચનો કહ્યાં હતાં તેના કરતાં વધારે કડવા વચનો તો મેં તમારે માટે કહ્યાં હતાં." મારો મિત્ર તરતજ વચ્ચે બોલી ઉઠ્યો "ચાલો આપણે બંને ગઇ ગુજરી ભૂલી જઇએ." થોડી-વારમાં મેં મારા કપડા પહેરી લીધા અને ઘણાની અજા-

ચણી વચ્ચે રોજના રીવાજ મુજબ એક બીજા સાથે વાતો કરતા કરતા અમે કૉલેજમાં ગયા. અમારી મિત્રાચારીમાં એક પણ કટુતાનો પ્રસંગ આવ્યો હોય તો તે આ હતો.

બરોબર સાડાસાત વાગે મારા મિત્રની મોટર મને તેડવા આવી. હું તરતજ તેને ઘેર જઇ પહોંચ્યો. પણ મિત્રને ઘેર પ્હોંચતાજ હું શું જોઉં છું? મારી ઓળખીતી એક સ્ત્રી, જેના સંબંધમાં તેના સગાં વહાલાં તરફથી એમ કહેવામાં આવતું હતું કે તે મરી ગઈ છે પણ લોકવાયકા એવી હતી કે તે પરકોમના કોઇ પુરૂષ સાથે ન્હાસી ગઇ છે તે સ્ત્રીને મારા મિત્ર સાથે મને આવકાર દેવાને ઉભી રહેલી મેં જોઇ. મને વિચાર થઇ આવ્યો કે આ સ્ત્રી અહીં કયાંથી? જેમ મેં તેને ઓળખી તેમ તેણે પણ મને ઓળખ્યો હશે. પણ અમે એક બીજાને ઓળખીએ છીએ એવું તે વખતે અમારા બેમાંથી એકે પણ મારા મિત્રને જાણવા દીધું નહિ. અમે ત્રણે જણ મારા મિત્રના ઘરના દીવાનખાનામાં આવ્યા. કપડાં ઉતારી હું એક આરામ ખુરસી ઉપર નિરાંતે બેઠો. મારો મિત્ર પણ જોડેની ખુરસી ઉપર બેઠો અને તે સ્ત્રી પણ બાજુની ખુરસી ઉપર બેઠી. અમે ત્રણેએ આનંદથી એકાદ કલ્લાક સુધી જુદા જુદા વિષયો ઉપર વાતચીત કરી. વાતચીત દરમીઆન મારો મિત્ર તે સ્ત્રીને 'લક્ષ્મી બ્હેન' કહીને બોલાવતો હતો. અને તે સ્ત્રી મારા મિત્રને ભાઈ કહેતી હતી. કલ્લાકેક પછી તે સ્ત્રી ત્યાંથી ઉઠી અને અમારે માટે જમવાની

તૈયારીઓ કરવામાં રોકાઇ. બાળપણના મિત્રને પણ તેવીસ વર્ષ પછીની પહેલી મૂલાકાત દરમીઆન તેના ઘરમાં રહેતી સ્ત્રી સંબંધી પ્રશ્નો પુછવા એ શિષ્ટાચારની વિરુદ્ધ છે. તેમ છતાં પણ મારી જીજ્ઞાસાને સંતોષ પમાડવાના હેતુથી મેં અવિવેકી થવાનો નિશ્ચય કર્યો. લક્ષ્મી દીવાનખાનામાંથી જતી રહી કે તરતજ મેં મારા મિત્રને કહ્યું, " ભાઈ, મારી અસભ્યતાને માટે પ્રથમથીજ હું તમારી ક્ષમા માગી લઉં છું, અને આપણી એકત્રીસ વર્ષની લાંબી દોસ્તીના હકથી હું તમને એક સવાલ પુછવાની હિંમત ધરૂં છું. આ તમારા લક્ષ્મી બહેન કોણ છે ? હું તેમને ઓળખું છું. તેમણે પણ મને ઓળખ્યો હશે. એ અહીં તમારા ઘરમાં ક્યાંથી ? " મારા મિત્રના ચહેરા ઉપર ક્રોધ કે ક્ષોભની બીલકુલ નિશાની મારા જોવામાં આવી નહિ. તેણે તો હસતા હસતાજ જવાબ દીધો. " જ્યારે તમે લક્ષ્મી બહેનને ઓળખો છો. અને તમે કહો છો કે એ પણ તમને ઓળખે છે તો એમની પરવાનગી લઇ તેમના જીવનની સઘળી હકીકત તમને કહેવાને મારે કાંઈ વાંધો નથી. હમણાં તો આપણે જમી લઇએ. જમ્યા પછી તેમને પુછી આ સંબંધમાં આપણે નિરાતે વાત કરીશું. " થોડીવાર પછી લક્ષ્મી બ્હેને દીવાનખાનામાં પ્રવેશ કર્યો અને અમને કહ્યું. " જમવાની સઘળી તૈયારીઓ થઈ ગઇ છે; તમે આવો એટલીજ વાર છે. " અમે જમવા ગયા. લક્ષ્મી બહેન પણ અમારી સાથેજ જમવા બેઠાં હતાં. જમતાં જમતાં પણ અમે અનેક વિષયો ઉપર વાતો કરતાં હતાં. એકાદ વખત

તો મેં કાંઈક સભ્યતાની હદ ઓળંગી લક્ષ્મી બહેન તરફ ધારી ધારીને જોયું પણ ખરૂં. પણ તેમના મ્હોં ઉપર મેં બીલકુલ પણ ક્ષોભ જોયો નહિ. મને તરતજ ખાત્રી થઈ ગઈ કે લક્ષ્મી બહેનના સંબંધમાં લોકવાયકા ગમે તેવી હોય પણ અહીંઆ તો તે નિર્દોષ અને પવિત્ર જીવન ગાળે છે. અમે બંને જમી રહીને તરતજ પાછા દીવાનખાનામાં આવીને બેઠા. થોડીવારે લક્ષ્મી બહેન પણ અમારે માટે પાણીનો લોટો અને પાનસોપારીની તાસક લઈ દીવાનખાનામાં દાખલ થયા. લોટો તથા તાસક એક ટેબલ ઉપર મુકી દીવાનખાનામાં એક ખુરસી ઉપર તેઓ પણ નિરાંતે બેઠા, અમે બે મિત્રોએ પાણી પી પાનસોપારી ખાઇ સીગાર પીવાની શરૂઆત કરી. પાંચેક મીનીટ પછી મારા મિત્રે કહ્યું "લક્ષ્મી બહેન, આ મારા મિત્ર તમને સારી રીતે ઓળખે છે. અને તમે અહીં ક્યાંથી ? એવો સવાલ મને પુછે છે. તમે પરવાનગી આપો તો આપણા જીવનનો સંપૂર્ણ ઇતિહાસ હું તેમને કહું. આ દુનિયામાં મારૂં કોઇ નજદીકનું સગુંવહાલું નથી. બહેનને ઠેકાણે તમે છો; અને ભાઇને ઠેકાણે આ મારો બાળપણનો મિત્ર છે. માટે તેમનાથી કાંઇ પણ છુપું રાખવાની મને જરૂર જણાતી નથી; છતાં આ બાબતમાં તમારી સંપૂર્ણ સંમતિ શીવાય હું એક પણ શબ્દ તેમને કહેવા માંગતો નથી." લક્ષ્મી બહેનનું મ્હોં આ સાંભળી પહેલા તો કાંઇક ઉતરી ગયું પણ થોડી વારમાં તેમણે મન ઉપર કાબુ મેળવી દીધો, અને હસતું મ્હોં રાખી જવાબ દીધો. "તમારા આ મિત્રને હું પણ સારી રીતે

ઓળખું છું. તમારી બેની વચ્ચે અત્યંત ગાઢો સ્નેહ છે તો તેમને બધી વાત કહેવામાં કોઇ હરકત નથી. પણ એમની પાસેથી એક વચન માંગી લો કે તેમણે સર્વ હકીકત તદ્દન ગુપ્ત રાખવી. એ મને મળ્યા છે એ વાત મારા ભાઇને તેમ મારા બીજા કોઈ સગાંવહાલાંને કે ઓળખાણ પીછાનવાળાને તેમણે બીલકુલ પણ જાણવા દેવી નહિ." મેં તરતજ જવાબ દીધો. "તમારી સઘળી હકીકત તદ્દન ગુપ્ત રહેશે એને માટે તમે બીલકુલ પણ ચિંતા રાખશો નહિ છતાં મારી જીજ્ઞાસા તો હવે તૃપ્ત થઇ છે. મારે હવે કોઇપણ વધારે જાણવાની જરૂર નથી.........ભાઇને મેં પ્રશ્ન પુછ્યો તેને માટે હવે મને દીલગીરી થાય છે. મારાથી આ અવિવેક થઇ ગયો તેને માટે હું તમારી બંનેની ક્ષમા માગું છું," મારા મિત્રે હસતા હસતા જવાબ દીધો. "આટલા બધા ભાગવતની શી જરૂર છે? દુનીઆમાં મારે માટે કોઇના પણ અભિપ્રાયની હું દરકાર રાખતો હોઉ તો તે માત્ર તમારા અભિપ્રાયની છે. તેથી મને લાગે છે કે તમારે તો બધી વાત જાણવી જોઇએ. તમે બધું જાણશો ત્યાર પછી અમારા બેમાંથી કોઇના પણ જીવન માટે તમને સ્હેજ પણ શંકા રહેશે નહિ," પછી તેણે લક્ષ્મી બ્હેન તરફ મ્હોં ફેરવી કહ્યું, "બ્હેન, જેટલો તમે મારો વિશ્વાસ રાખો છો તેટલોજ તમે મારા આ મિત્રનો પણ રાખજો." હું તરતજ વચ્ચે બોલી ઉઠયો, "મને તમારા બેમાંથી કોઇના પણ જીવન માટે સ્હેજ પણ શંકા નથી. હવે આપણે આ વિષયપરની વાત બંધ કરી બીજી કોઇ

ઉત્તમ રસ્તો તો ફરી પાછા તમારા પોતાના કુટુંબમાં જઇને રહેવાનો છે. " પણ કુટુંબમાં જવાની તો તેણે સાફ ના પાડી અને મારા અત્યંત આગ્રહ છતાં તેના સગાંવહાલાં તથા ગામની મને બીલકુલ માહીતી આપી નહિં. છેવટે મેં તેને કહ્યું, " બ્હેન, મારે કોઇપણ સગુંવહાલું નથી. હું તમને મારી ધર્મની બ્હેન ગણીશ. અને તમે પણ મને તમારો ધર્મનો ભાઈ સમજી મારા ઉપર વિશ્વાસ રાખી થોડા દિવસ મારા ઘરમાં રહો. દરમીઆન હું કોઈ પ્રતિષ્ઠિત વિધવાશ્રમની તજવીજ કરૂં છું. કોઇ સારા વિધવાશ્રમનો પત્તો લાગશે તો હું તમને ત્યાં મોકલી આપવાની તજવીજ કરીશ. દરમીઆન આ તમારા ભાઈનુંજ ઘર સમજી અહીંઆ નિર્ભય થઇ રહો. મારા બોલવા ઉપર તેને વિશ્વાસ આવ્યો તેથી તેણે થોડા દિવસ મારે ઘેર રહેવાનું કબુલ કર્યું. મેં તેને માટે જરૂરી કપડાલત્તા મંગાવ્યા અને ઘરમાં એક વૃદ્ધબાઇને બોલાવી રાખી જેથી તેને મારે ઘેર રહેતાં કોઈપણ જાતનો સંકોચ થાય નહિં.

આમ લગભગ પંદર વીસ દિવસ વીતી ગયા. એવામા એક દિવસ મૈસુર રાજ્યમાં મને ઘણી સારી નોકરી મળ્યાનો હુકમ મારા ઉપર આવ્યો. મારા તે વખતના પગાર કરતાં લગભગ બમણા પગારની નોકરી આવી રીતે અણધારી મને મળી ગઇ તેની વાત તે સ્ત્રીને મેં કહી. અને વધારામાં ઉમેર્યું કે તમારા શુભ પગલાથી આમ લક્ષ્મી

દેવી મારા ઉપર ઓચિંતી પ્રસન્ન થઈ હોય એમ હું માનું છું. તમે હજી સુધી તમારૂં ખરૂં નામ મને જણાવતા નથી તેથી આજના આ શુભ બનાવની યાદગીરીમાં હવેથી હું તમને લક્ષ્મી બ્હેન કહી ને બોલાવીશ. તે સ્ત્રી તે બીજી કોઇ નહિં પણ આપણી રહામે બેઠેલા આ મારાં લક્ષ્મી બ્હેન. " મેં હવે મૈસુર તરફ જવાની તૈયારીઓ કરવા માંડી. મારી સિંધની નોકરીનું રાજીનામું આપી દીધું. લક્ષ્મી બ્હેનને પણ મેં મારી સાથે આવવાનું આમંત્રણ કર્યું. મેં તેમને જણાવ્યું કે " મારા કુટુંબમાં કોઈ પણ નથી. હું વિધુર છું. ફરી લગ્ન કરવાનો મારો બીલકુલ વિચાર નથી. એટલે મારે ઘેર રહેવામાં તમને કોઈ પણ જાતની અડચણ પડશે નહિ. આપણે ભાઇ બહેન તરીકેજ રહીશું " પંદર વીસ દિવસ મારે ઘેર રહ્યા પછી મારી રહેણીકરણી જોઇ એમને મારા ઉપર વિશ્વાસ બેઠેલો હોવો જોઇએ. કારણ કે સહેજ સાજ આનાકાની કરી તેમણે મારૂં આમંત્રણ સ્વીકાર્યું, અને તેઓ મારી જોડે મૈસુર આવવા કબુલ થયા. અમે તરતજ મૈસુર ગયા. મૈસુરમાં બધા એમજ સમજતા હતા કે લક્ષ્મી બહેન મારી વિધવા થએલી નાની બહેનજ છે. મૈસુરમાં અમારા દિવસો અત્યંત સુખ અને આનંદમાં ગયા. લક્ષ્મી બ્હેને પોતાના સદ્દગુણો અને સૌજન્યથી મારૂં ઘર સ્વર્ગ જેવું સુખમય અને આનંદી બનાવી દીધું. ઘણીવાર તે મને ફરી લગ્ન કરવાની સૂચના કરતા હતા. પણ હું તેમને દર વખતે એવોજ જવાબ દેતો કે " મારી નાતમાં તો મને

એક પણ શુશિક્ષિત અને સારા સંસ્કારવાળી કન્યા મળવાનો સંભવ નથી. વળી નાતની સ્ત્રી ઘરમાં આવશે તો તમે મારાં સગાં બ્હેન નથી એ વાત જગજાહેર થઈ જશે. આપણે ગમે તેવી પવિત્ર જીંદગી ગુજારતા હોઇશું તોપણ તે વાત લોક તેમ ખુદ મારી સ્ત્રી પણ માનશે નહિ. ઉલટી મારી સ્ત્રી તમારી અદેખાઈ કરશે અને મને અને તમને બંનેને વગોવશે. આથી આપણા શાંત અને સુખી જીવનમાં કજીઓ, કંકાસ અને અશાંતિ પ્રવેશ કરશે. માટે મારે હવે ફરી પરણવું નહિં એજ ઉત્તમ છે."

અત્રે લક્ષ્મી બ્હેન આંખમાં આંસુ લાવી વચમાં બોલી ઉઠયાં, "......ભાઈ મનુષ્ય નથી પણ દેવ છે. મારા જેવી એકઅભાગણી પારકી સ્ત્રી ખાતર તેમણે પોતાનાં સંસાર સુખનો પણ ભોગ આપ્યો છે. માનો જણ્યો સગો ભાઈ પણ જે ના કરી શકે તેવું તેમણે મારી ખાતર કર્યું છે. મારૂં પાપી જીવન પલટાવી નાંખી તેમણે મને પવિત્રતાને પંથે દોરી છે, અને મારા તદ્દન નિરાશા ભરેલા જીવનમાં તેમણે આનંદ અને રસ રેડયો છે. તેમના આવા ઉપકારોનો બદલો હું કયે ભવ વાળી શકીશ ?"

લક્ષ્મી બહેનનું બોલ્યું સાંભળ્યું ના સાંભળ્યું કરી મારા મિત્રે આગળ ચલાવ્યું, "અમે સાત વર્ષ મૈસુરમાં રહ્યા. પછી એટલેજ પગારે મારી મુંબાઇમાં નીમણુંક થઇ. એટલે અમે અહીં આવવા નીકળ્યા. મુંબાઈ અમારા બંનેના વતન નજદીક હોવાથી લક્ષ્મી બહેનની ખરી હકીકત

બહાર પડી જાય એવી દહેશત અમને લાગી તો ખરી; પણ વતનની નજદીક આવવાનો લોભ અમે અટકાવી શકયા નહિ. અમારે મુંબાઇ આવે ત્રણ ચાર માસ થયા એવામાં એક દિવસ અમે સીનેમા જોવા ગયા સીનેમામાં અમે કલાકેક બેઠા હોઇશું એવામાં લક્ષ્મી બહેનના ચહેરા ઉપર મેં ઉદાસીનતા તથા બેચેનીના ચિહ્નો જોયા. મેં તેમને પુછયું, "બહેન, તમારો ચ્હેરો એકાએક કેમ આમ બદલાઇ ગએલો માલૂમ પડે છે? તમને કાંઇ થાય છે?" તેમણે જવાબ દીધો, "હા, મારો જીવ ગભરાય છે. આપણે અહીંથી ઘેર ચાલો, મારાથી અહીંઆ બેસી શકાતું નથી." અમે એકદમ ઘેર આવ્યા. ઘેર આવતાજ લક્ષ્મી બહેન એક ખાટલા ઉપર પડયા અને ચોધાર આંસુએ રડવા લાગ્યાં. તેમને શાંત પાડવા મેં બહુ મહેનત કરી પણ તે તો કેમે કર્યાં રડતાં બંધ રહેજ નહિં. છેવટે એકાદ કલાક પછી તે કાંઇક શાંત થયાં. તેમણે મોં ધોયું અને મારી પાસે આવી મારે પગે પડયા. અને મને કહેવા લાગ્યા, "ભાઇ, હવે તમે મને મરવાની આજ્ઞા આપો. તમારા પ્રતાપે મને અહીં કોઇ પણ જાતની ઉણપ નથી. તમે તો મારૂં જીવન સુધારી મને નવો અવતાર આપ્યો છે. પણ હું અભાગણી બીલકુલ જીવવા યોગ્ય નથી. અહીંઆ વધારે વખત તમારી પાસે રહ્યાથી હું તમારા પવિત્ર નામને કલંકિત કરીશ. માટે મારે તો ઉત્તમ રસ્તો મરવાનોજ છે." મેં તેમને શાંત પાડયા અને ઓચિંતો તેમને મરવાનો વિચાર કેમ થઇ આવ્યો તેના કારણો પુછયાં. મારા અત્યંત આગ્રહને

વશ થઇ તેમણે જવાબ દીધો, "આજે સીનેમામાં મેં મારા ભાઇ, બ્હેન તથા ભાભીને જોયા. તેમણે પણ મને જોઈ અને ઓળખી કાઢી એમ હું માનું છું, કારણ કે તેઓ મારા સામી આંગળીઓ કરી મને એક બીજાને બતાવતા હતા. તેઓ હવે તજવીજ કરશે અને મને પકડાવશે. મારે લીધે તમે પણ દુઃખ અને મુશ્કેલીમાં આવી પડશો." મેં તેમને શાંત પાડયા અને જવાબ દીધો. "ઓહો! આટલામાં તમે ગભરાઇ ગયા. તમારા ભાઈ તમને કશું પણ કરી શકશે નહિં. કાયદાની દૃષ્ટિએ તેમનું કાંઇ પણ ચાલે નહિ. મારે માટે લોકો શું કહે છે તેની મને લેશ માત્ર પણ પરવા નથી. તમારો ભાઇ પોલીસ મારફતે તમારી શોધ કરે ત્યાર પહેલા આપણેજ એમની આગળ છતા થઇ જઈ બધી વાતથી એમને વાકેફ કરીએ તો શું ખોટું છે?" તેમણે જવાબ દીધો. "મને તો કાંઇ સુઝ પડતી નથી. તમને જેમ ઠીક લાગે તેમ કરો પણ મારે ખાતર તમે કોઇ પણ જાતની મુશ્કેલીમાં આવશો નહિ. હું અબઘડી મરવા તૈયાર છું" મેં તેમને તેમનું ખરૂં નામ તથા તેમના કુટુંબ સંબંધી હકીકત કહેવા વિનંતી કરી. સાત આઠ વર્ષ થયાં જે હકીકત મારાથી પણ તેમણે તદ્દન ગુપ્ત રાખી હતી તે હવે બીલકુલ પણ સંકોચ વગર તેમણે મને વિગતવાર કહી. તેમનું પોતાનું નામ તથા તેમના ભાઇનું નામ તથા બાપનું નામ મને કહ્યા અને વધુમાં જણાવ્યું કે, "હું બાળ વિધવા હોવાથી મારા ભાઇને ત્યાંજ રહેતી હતી. મારા બાપ ગુજરી

ગએલા હોવાથી મારા કુટુંબનો બધો ભાર મારા ભાઇને માથે હતો. મારા ભાઈની તબીયત ઠીક નહિ હોવાથી, ડોકટરની સલાહથી અમે બધા હવા ખાવા મસુરી ગયાં હતા. મસુરીમાં......સાથે અમારો પરિચય થયો. તેણે અમને કહ્યું કે તે એક નામાંકિત બેરીસ્ટર છે. તેની પ્રેક્ટીસ ઘણી સારી છે, અને તે કરાંચીમાં રહે છે. તેની રીતભાત તથા વિદ્વતાભરેલી વાતચીતથી તેણે અમને બધાને આંજી નાંખ્યા. હિંદુઓના સંસારી રીવાજો, વિધવાઓની દુખી સ્થિતિ, સ્ત્રી સ્વાતંત્ર્ય વગેરે વિષયો ઉપર તે બહુ જ છટાથી અને લાગણીથી વાતો કરતો હતો. દોઢેક માસના પરિચય પછી તેણે મને એક દિવસ એકાંતમાં કહ્યું—" હું તમને અત્યંત પ્રેમથી ચાહું છું. તમે હા પાડો તો હું તમારા ભાઇ પાસે તમારૂં માંગુ કરૂં. આપણે મુંબાઇ જઈ સીવીલ મેરેજ મુજબ લગ્ન કરીએ. તમારા ભાઈ મોટી ધામધુમથી આપણા છચોક લગ્ન કરશે તો સુધારાનો સારો દાખલો આપણે બેસાડીશું." મારા ભાઇના વિચારો તો હું સારી રીતે જાણતી હતી તેથી મેં તેને જવાબ દીધો, " અમારી પોતાની નાતમાં પણ મારા ભાઈ મને પુનર્લગ્ન કરવાની રજા આપે નહિ તો પરકોમમાં લગ્ન કરવાની પરવાનગીની આશા તેમની પાસેથી શી રીતે રાખી શકાય? માટે મારા ભાઈને તમારે કાંઇ પણ કહેવું નહિ" તેણે જવાબ દીધો, " તમારા ભાઇની પરવાનગી વગર આપણે કાંઈ પણ પગલું ભરવું તે યોગ્ય કહેવાય નહિ." આ પ્રમાણે લગભગ દરરોજ તે મારી પાસે પ્રેમની યાચના

કરતો હતો અને દરરોજ એમજ કહેતો કે તમારા ભાઇની પરવાનગી વગર તો કશું થાય જ નહિ. આથી એના પ્રમાણિક હેતુ ઉપર મને વિશ્વાસ આવ્યો. હું તેનાથી ભોળવાઇ ગઇ અને વિધવાઓના દુઃખો સહન કરવા કરતાં આવા કેળવાયલા અને પ્રતિષ્ઠિત બેરીષ્ટર સાથે લગ્ન ગાંઠથી જોડાવાનુ મને મન થઇ ગયું. પણ તે શી રીતે બને ? ભાઇ તો કદી પરવાનગી આપેજ નહિ તેથી છાનામાના લગ્ન કરવાનો મને વિચાર થઇ આવ્યો. મેં તેને મારો વિચાર જણાવ્યો. તેણે તેમ કરવાની સાફ ના પાડી અને મને કહ્યું, "હિંમત રાખો, ચાલો, આપણે બંને હમણાંજ તમારા ભાઇ પાસે જઇએ. અને આપણી ઇચ્છા પ્રદર્શિત કરીએ. તેમનું હૃદય આપણે પીગળાવી શકીશું.". પણ ભાઈને આ વાત કહેવાની મેં સાફ ના પાડી. અમે છુટા પડયા. રાતમાં મેં પુષ્કળ વિચાર કર્યો પણ ભાઈ પાસે પરવાનગી માંગવા જવાની મારી હિંમત ચાલી નહિ. નાસી જઈ છુપા લગ્ન કરવાની બેરીસ્ટર ના કહે છે તે પણ બરોબર છે. તો હવે કરવું શું ? આવા વિચાર કરતી કરતી હું ઉંઘી ગઇ. બીજે દિવસે સ્હવારે તેણે મારા હાથમાં એક ચીઠ્ઠી મુકી. તેમાં તેણે લખ્યું હતું કે 'છુપા લગ્ન કરવાની હું તદ્દન વિરૂદ્ધ છું તો પણ મારો પ્રેમ તમારા ઉપર એટલો બધો છે કે હવે મારાથી તમારા વગર એક ઘડી પણ રહી શકાય તેમ નથી. તેથી છેવટે છુપા લગ્ન કરવાને પણ હું તૈયાર છું, બધી ગોઠવણ હું કરી મુકીશ. તમારે તમારો સર સામાન લઇ રાતના બે વાગે તમારા

બંગલાની બહાર ઉભા રહેવું.' મારે શું કરવું તે સંબંધી મેં આખો દિવસ વિચાર કર્યા કર્યો. સંસાર સુખની લાલસાને વશ થઇ એક અજાણ્યા પુરૂષ જોડે નાશી જવા હું તૈયાર થઇ. સંકેત મુજબ અમે નીકળી પડયા. તે મને સિંધ લાવ્યો. સિંધ આવતાંજ મને ખબર પડી કે તે એક આબાદ ધુતારો છે અને હું ખરેખર ફસાઇ પડી છું.. છચોક ધામધુમથી લગ્ન કરવાની વાત તો બાજુ ઉપર રહી પણ તે તો મને અધમતાના ખાડામાં નાંખવા માંગતો હતો. તેણે પોતે તો મને ભ્રષ્ટ કરી એટલુંજ નહિં પણ ગમે તેવા પુરૂષને લઈ તે મારી પાસે આવે અને ગમે તેની સાથે મને એકાંતમાં મુકી જતો રહે. અને તે લોકો મારી સાથે ગમે તેવી નિર્લજ વર્તણુંક ચલાવે. છેવટે તો તેણે મને છચોક કહેવા માંડયું કે મારે ફલાણો કોંટ્રાકટ લેવાનો છે. તેમાં બહુ લાભ મળે તેમ છે માટે તારે ×

× × × ×. અધમતાની હવે હદ આવી ગઈ. મારાથી હવે આ દુઃખ સહન થઇ શકયું નહિ. મેં તેની સામે બંડ કરવાનું શરૂ કર્યું. અને નાશી છુટવાની પેરવી કરવા માંડી. પણ નાશી શી રીતે જાઉં ? મારી પાસેનાં કીમતી ઘરેણા તથા લુગડા બધુંએ એ દુષ્ટે લઇ લીધું હતું. આપઘાત કર્યા શીવાય મારે માટે બીજો એક પણ રસ્તો રહ્યો નહોતો. છેવટે એ દુષ્ટે મને વેચી. મારો ખરીદનાર મને લઇ જતો હતો. એવામાં ઓચીંતી તમારી મૂલાકાત થઈ ગઇ અને તમે મને છોડાવી. ત્યાર પછીની બધી હકીકત તો તમે જાણો છો.

લક્ષ્મી બ્હેનની બધી હકીકત મેં જાણી લીધી. તેમના અસ્તિત્વની હકીકતથી તેમના ભાઇને અજાણ રાખવા એ ઠીક કહેવાય નહિ એમ મને લાગ્યું. તેમનો ભાઇ તેમને પોતાને ઘેર લઇ જાય તો ઠીક છે. નહિ તો મારે ઘેર તો તે છે જ. મેં મુંબાઇમાં તેમના ભાઈની શોધ કરવા માંડી. અને એક બે દિવસમાં તેમનો પત્તો મેળવ્યો. અમારા બંનેના એક સામાન્ય ઓળખીતાને સાથે લઈ હું તેમને મળ્યો. અને મારે તેમને ઘણું અગત્યનું કામ છે એમ જણાવી તેમને સહકુટુંબ મારે ઘેર આવવાનું આમંત્રણ આપ્યું. તેઓ કદાચ મારા આમંત્રણનો હેતુ સમજી ગયા હશે. કારણકે બીલકુલ પણ આનાકાની કર્યા વગર તેજ દિવસે રાત્રે આઠ વાગે તેમણે મારે ઘેર આવવાનું કબુલ કર્યું. આ લોકોના વિચાર જાણ્યા વગર તેમની તથા લક્ષ્મી બ્હેનની એકદમ મૂલાકાત કરાવી દેવી તે મને યોગ્ય લાગ્યું નહિ. તેથી આ દીવાનખાનાની જોડેની નાની ઓરડી જેની અને દીવાનખાનાની વચ્ચે માત્ર કબાટોનોજ આંતરો છે તે ઓરડીમાં મેં લક્ષ્મી બ્હેનને બેસાડયા. અને ઓરડીનું બારણું અંદરથી બંધ કરવાની મેં તેમને સૂચના કરી. બરાબર આઠ વાગે લક્ષ્મી બ્હેનનો ભાઇ, તેમની ભાભી, તેમની બ્હેન તથા તેમનો બનેવી મારે ઘેર આવી પ્હોંચ્યા. હું તેમને આદરમાન સાથે દીવાનખાનામાં લઇ આવ્યો અને બેસાડયા. તરતજ મેં તેમને પુછ્યું, " ......નામની તમારી એક બહેન છે? તે હાલ કયાં છે તે તમે જાણો છો?" તેમણે કાંઇક આવેશથી જવાબ દીધો, " એ રાંડ પાપણીનું

નામ અમારા આગળ શું કામ દો છો ? એ તો મરી ગઈ છે અને કદાચ જીવતી હશે તોપણ અમારે મન તો તે મરી ગયા બરોબરજ છે. એણે તો અમારા કુટુંબને કલંક લગાડ્યું છે." મેં તેમને શાંત પાડવાનો પ્રયત્ન કર્યો અને સમજાવવા માંડ્યું, "હશે, મનુષ્ય છે. એકાદ વખત અણ-સમજમાં ભૂલ પણ થઇ જાય, છેલ્લા સાત વર્ષ થયાં તે તદ્દન પવિત્ર જીંદગી ગાળે છે અને મારે ઘેર મારી સાથે મારી ધર્મની બ્હેન તરીકે રહે છે. જુઓ તે આ રહ્યા," તરતજ લક્ષ્મી બ્હેન ઓરડીમાંથી બહાર આવ્યા અને તેમના ભાઇને પગે પડી ચોધાર આંસુએ રોઇ પડયા; તેમનાથી એક શબ્દ પણ બોલી શકાયો નહિ. પણ બધુ પત્થર ઉપર પાણી. બ્હેનના રૂદનની અસર ભાઇ કે બીજી બ્હેનના ઉપર બીલ-કુલ થઈ નહિ. તેઓ બધા બોલી ઉઠયા, "રાંડ, કુલટા, શું મ્હોં લઇ અમારી સામે આવીને બેઠી છે? રાંડ તારૂં કાળુ કર, તારૂં મ્હોં અમને ના બતાવ, આવા ખોટા ખોટા ફ્તવા શેના કરે છે? આવા આવા તિરસ્કાર ભરેલા ઉદ્‌-ગારો ચારે જણા વારાફરતી કાઢતા ગયા. થોડીવાર પછી લક્ષ્મી બ્હેનનો ભાઇ તથા તેમનો બનેવી બંને જણા બહાર જઇ કાંઇ ખાનગી વાત કરી આવ્યા. પાછા આવી તેમણે મને કહ્યું, "........બ્હેન તમારી પાસે સાત વર્ષ થયાં રહે છે તો ભલે જીંદગી પર્યંત તેમને તમારી સાથેજ રહેવા દો. અમને તેમાં કાંઇ વાંધો નથી. તમે બંને કેવી રીતે રહો છો તે જાણવાની અમને દરકાર નથી. આ સાત વર્ષ સુધી તમે તેનું ભરણપોષણ કર્યું તે બદલ અમે તમને

મારે કાંઇ ખરાબ અભિપ્રાય તો નહિં બાંધો ને ? " મેં જવાબ દીધો " ભાઇ, હું તમારા જેટલી ઉચ્ચ કોટીએ પ્હોંચ્યો નથી. હું તો અનેક જાતની નબળાઇઓથી ભરેલો પામર પ્રાણી છું. તમારા જેવા માટે ખરાબ અભિપ્રાય બાંધવાનો મને શું અધિકાર છે ? " રાત ઘણી ગએલી હોવાથી થોડા વખત બીજી પરચુરણ વાતો કરી અમે સૌ સૂઇ ગયા.

બીજે દિવસે સ્હવારે એકાંત મળતાં મેં મારા મિત્રને કહ્યું, " રાત્રે સુતા સુતા મ્હેં તમારા સંબંધી પુષ્કળ વિચાર કર્યા કર્યો. હું એક સૂચના કરવાની હિંમત ધરૂં છું. તેમાં કાંઇ અજુકતુ દેખાય કે અવિવેક જણાય તો તેને માટે હું પ્રથમથીજ ક્ષમા માગી લઉં છું. જો કે હવે કાંઇક મોડું થયું છે તો પણ તમે અને લક્ષ્મી બ્હેન એક બીજા સાથે લગ્નની પવિત્ર ગાંઠથી જોડાવવાનો વિચાર કરો તો તેમાં શું ખોટું છે ? તમે એક બીજાને ખરા અંતઃકરણથી ચાહો છો તે તો હું સ્પષ્ટ જોઇ શકું છું." મારા મિત્રે જવાબ દીધો, " મને પણ આવો વિચાર મૈસુરમાં એક બે વખતે આવ્યો હતો ખરો. પણ જે સ્ત્રીને બહેન તરીકે મારા ઘરમાં મેં આશ્રય આપ્યો તેના નિરાધારપણાનો લાભ લઈ તેની સાથે લગ્ન કરવાની માંગણી મારાથી તેને શી રીતે કરી શકાય ? હું સ્પષ્ટ જોઈ શકું છું કે એક વખતના ભયંકર અનુભવ પછી લક્ષ્મી બ્હેનનું મન આ સંસાર ઉપરથી ઉઠી ગયું છે. અને ધીમે ધીમે તે વૈરાગ્યને પથે વળતા જાય છે. હું તેમની સાથે લગ્ન

રકમ કાઢી છે તે મારા નામથી પુણ્યદાનમાં ખર્ચશો તો હું તમારો આભાર માનીશ." અત્રે હવે ગંભીર શાંતિ પ્રસરી રહી. પાંચ સાત મીનીટ સુધી કોઇપણ એક શબ્દ બોલ્યું નહિ. છેવટે લક્ષ્મી બ્હેનના બનેવીએ શાંતિ તોડી અને તેમણે કહ્યું, "હું ધારૂં છું કે અમારે હવે વધારે વખત અહીંઆ રોકાવાનું પ્રયોજન નથી. અમે રજા લઈએ છીએ." આટલું બોલી તે એકદમ ઉભા થઇ ગયા. તેમની સાથે તેમનું આખું મંડળ પણ ઉભું થઇ ગયું. હું થોડે સુધી તેમને વળાવવા ગયો. રખે હું ખરા નામથી લક્ષ્મી બ્હેનને બહાર પાડી દઉં એવી બીકથી જતાં જતાં લક્ષ્મી બ્હેનના ભાઇએ મને કહ્યું, "તમે ખરેખરા સદ્‌ગૃસ્થ છો એમ હું માની લઉં છું અને આશા રાખું છું કે અત્યાર સુધી જેવી રીતે સર્વ હકીકત તમે ગુપ્ત રાખી છે તેવી રીતે હમેશને માટે સર્વ હકીકત ગુપ્ત રાખશો." મેં તેમને ખાત્રી આપી કે મારા તરફથી તેમ......બ્હેન તરફથી સર્વ હકીકત ગુપ્ત રાખવામાં આવશે તેને માટે બે ફીકર રહેજો." આ વાતને પાંચ છ વર્ષ થઈ ગયાં છે પણ લક્ષ્મી બ્હેનના કુટુંબીઓ તરફથી તેમની ખબર અંતર પુછાવવાનો એક કકડો કાગળ સરખોએ આવ્યો નથી; તેમ અમારો તેમની સાથે ફરી મૂલાકાત પણ થઇ નથી. આ લક્ષ્મી બ્હેનનો જીવન વૃત્તાંત છે. હું ધારૂં છું કે તે romanceથી (અદ્‌ભુતતાથી) ભરેલો છે નહિ વારૂ?" મે જવાબ દીધો, "હા, તે ખરેખરો tragic romance (કરૂણ રસથી ભરેલી અદ્‌ભૂતતા) છે." મારા મિત્રે કહ્યું, "હવે તમે મારે માટે તેમ લક્ષ્મી બ્હેન

રૂ. ૨૦૦૦ આપીશું. અને તેના ભરણપોષણના ખર્ચ બદલ દરમાસે તમને રૂ. ૩૦ મોકલાવતા રહીશું. તે કોણ છે તેની હકીકત તમે ગુપ્ત રાખજો અમે પણ આ વિશે કોઇને પણ કાંઇ કહીશું નહિ તેમ કોઈ પણ જાતની પડપુછ પણ કરીશું નહિ. લો, રૂ. ૨૦૦૦નો ચેક હું તમને અત્યારેજ આપું છું." આ શબ્દો સાંભળી મારો પીત્તો ઉછળી આવ્યો. મેં કાંઇક આવેશથી જવાબ દીધો, "મહેરબાન સાહેબ,........બ્હેન તમારી સગી બ્હેન છે તો પુર્વજન્મના કાંઇક ઋણાનુંબંધથી તે મારી પણ ધર્મની બ્હેન છે. હું તમારા જેટલો શ્રીમંત તો નથી તોપણ બ્હેનનું પુરૂં કરવા જેટલું તો પ્રભુએ મને આપ્યું છે. તમે એમ સમજતા હો કે તમારી પાસેથી પૈસા કઢાવવાના હેતુથી મેં આ મુલાકાત ગોઠવી છે તો તેમાં તમારી ભૂલ થાય છે." પોતાના સગા ભાઇની આવી વર્તણુંકથી લક્ષ્મી બ્હેનને પણ બહુજ માઠું લાગ્યું. તે પણ કાંઇક ઉશકેરાઇને બોલી ઉઠયા, "ભાઈ, મારો સગો માનો જણ્યો ભાઇ મને સંઘરવા માંગતો નથી તો મારે એ ભાઇને ઘેર જવું પણ નથી. ભાઇ મારૂં મ્હોં જોવા માંગતો નથી તો મારે પણ મારૂં મ્હોં એ ભાઇને બતાવવું નથી. પેલે ભવ પાપ કરતાં મેં કાંઇ પાછું જોયું હશે તેથી આ ભવ મને આ ધર્મનો ભાઇ મળી ગયો છે. તેણે મને સાત વર્ષ સુધી સગી બ્હેન તરીકે પોતાને ઘેર રાખી છે. અને મને કોઇપણ વાતે ઓછું આવવા દીધું નથી. હું અહીંઆ સર્વ રીતે સુખી છું. અમારે તમારો પૈસો જોઇતો નથી. પણ બાપુએ મારે માટે જે જુદી

રકમ કાઢી છે તે મારા નામથી પુણ્યદાનમાં ખર્ચશો તો હું તમારો આભાર માનીશ." અત્રે હવે ગંભીર શાંતિ પ્રસરી રહી. પાંચ સાત મીનીટ સુધી કોઇપણ એક શબ્દ બોલ્યું નહિ. છેવટે લક્ષ્મી બ્હેનના બનેવીએ શાંતિ તોડી અને તેમણે કહ્યું, "હું ધારૂં છું કે અમારે હવે વધારે વખત અહીંઆ રોકાવાનું પ્રયોજન નથી. અમે રજા લઈએ છીએ." આટલું બોલી તે એકદમ ઉભા થઇ ગયા. તેમની સાથે તેમનું આખું મંડળ પણ ઉભું થઇ ગયું. હું થોડે સુધી તેમને વળાવવા ગયો. રખે હું ખરા નામથી લક્ષ્મી બ્હેનને બહાર પાડી દઉં એવી બીકથી જતાં જતાં લક્ષ્મી બ્હેનના ભાઇએ મને કહ્યું, "તમે ખરેખરા સદ્દગૃસ્થ છો એમ હું માની લઉં છું અને આશા રાખું છું કે અત્યાર સુધી જેવી રીતે સર્વ હકીકત તમે ગુપ્ત રાખી છે તેવી રીતે હમેશને માટે સર્વ હકીકત ગુપ્ત રાખશો." મેં તેમને ખાત્રી આપી કે મારા તરફથી તેમ......બ્હેન તરફથી સર્વ હકીકત ગુપ્ત રાખવામાં આવશે તેને માટે બે ફીકર રહેજો." આ વાતને પાંચ છ વર્ષ થઈ ગયાં છે પણ લક્ષ્મી બ્હેનના કુટુંબીઓ તરફથી તેમની ખબર અંતર પુછાવવાનો એક કકડો કાગળ સરખોએ આવ્યો નથી; તેમ અમારો તેમની સાથે ફરી મૂલાકાત પણ થઇ નથી. આ લક્ષ્મી બ્હેનનો જીવન વૃત્તાંત છે. હું ધારૂં છું કે તે romanceથી ( અદ્દભુતતાથી ) ભરેલો છે નહિ વારૂ ?" મે જવાબ દીધો, "હા, તે ખરેખરો tragic romance ( કરૂણ રસથી ભરેલી અદ્દભૂતતા ) છે." મારા મિત્રે કહ્યું, "હવે તમે મારે માટે તેમ લક્ષ્મી બ્હેન

માટે કાંઇ ખરાબ અભિપ્રાય તો નહિં બાંધો ને ? " મેં જવાબ દીધો " ભાઇ, હું તમારા જેટલી ઉચ્ચ કોટીએ પ્હોંચ્યો નથી. હું તો અનેક જાતની નબળાઇઓથી ભરેલો પામર પ્રાણી છું. તમારા જેવા માટે ખરાબ અભિપ્રાય બાંધવાનો મને શું અધિકાર છે ? " રાત ઘણી ગએલી હોવાથી થોડો વખત બીજી પરચુરણ વાતો કરી અમે સૌ સુઇ ગયા.

બીજે દિવસે સ્હવારે એકાંત મળતાં મેં મારા મિત્રને કહ્યું, " રાત્રે સુતા સુતા મ્હેં તમારા સંબંધી પુષ્કળ વિચાર કર્યા કર્યો. હું એક સૂચના કરવાની હિંમત ધરૂં છું. તેમાં કાંઇ અજુકતુ દેખાય કે અવિવેક જણાય તો તેને માટે હું પ્રથમથીજ ક્ષમા માગી લઉં છું. જો કે હવે કાંઇક મોડું થયું છે તો પણ તમે અને લક્ષ્મી બ્હેન એક બીજા સાથે લગ્નની પવિત્ર ગાંઠથી જોડાવવાનો વિચાર કરો તો તેમાં શું ખોટું છે ? તમે એક બીજાને ખરા અંતઃકરણથી ચાહો છો તે તો હું સ્પષ્ટ જોઇ શકું છું." મારા મિત્રે જવાબ દીધો, " મને પણ આવો વિચાર મૈસુરમાં એક બે વખ્તે આવ્યો હતો ખરો. પણ જે સ્ત્રીને બહેન તરીકે મારા ઘરમાં મેં આશ્રય આપ્યો તેના નિરાધારપણાનો લાભ લઈ તેની સાથે લગ્ન કરવાની માંગણી મારાથી તેને શી રીતે કરી શકાય ? હું સ્પષ્ટ જોઈ શકું છું કે એક વખતના ભયંકર અનુભવ પછી લક્ષ્મી બ્હેનનું મન આ સંસાર ઉપરથી ઉઠી ગયું છે. અને ધીમે ધીમે તે વૈરાગ્યને પંથે વળતા જાય છે. હું તેમની સાથે લગ્ન

કરવાની માંગણી કરૂં તો તે એમજ સમજે કે મેં માત્ર નીચ અને સ્વાર્થી વૃત્તિથી તેમને મારા ઘરમાં આશ્રય આપ્યો હતો. તેમને જો રહેજ પણ વહેમ પડે કે હું વિકારની દૃષ્ટિથી તેમના તરફ જોઉ છું તો તે કાંતો આપઘાત કરે કે કાંતો મારૂ ઘર છોડી ચાલ્યાં જાય અને તેના પરિણામ ગંભીર આવે. હાલ તે મને દેવ તરીકે ગણે છે અને માન આપે છે પણ જે પળે હું તેમની પાસે લગ્નની માંગણી કરૂં તેજ પળે તેમનું મારા પ્રત્યેનું બધુ માન જતું રહે અને તે એમજ માને કે હું એક સ્વાર્થી હલકો ને પામર મનુષ્ય છું. અને જે વિશ્વાસ, માન અને પ્રેમથી અમે અત્યારે એક બીજા તરફ જોઇએ છીએ તેનો નાશ થાય. આવા વિચારોથી મેં આ બાબત મારા મનમાંથી તદ્દન કાઢી નાખી છે. કૃપા કરી લક્ષ્મી બ્હેન સમક્ષ તમે આવો વિચાર મુકશો નહિ." મેં જવાબ દીધો, "હું એટલો બધો મૂર્ખ અને અવિચારી નથી. તમારી આગળ આવો વિચાર મુકવાની છુટ હું લઇ શકું. પણ લક્ષ્મી બ્હેન આગળ આ બાબત એક શબ્દ પણ બોલવાની મારાથી છુટ શી રીતે લઇ શકાય?"

રાતના હું મારા મિત્ર તથા લક્ષ્મીબહેનની રજા લઇ અને ફરી મુંબાઇ આવું ત્યારે તેમને ત્યાંજ રહેવાની કબુલત આપી અમદાવાદ પાછો જવા એમને ઘેરથી નીકળી પડયો. ટ્રેનમાં મને આખી રાત મારા મિત્ર તથા તેની ધર્મની બ્હેન સંબંધીજ વિચારો આવ્યા કર્યા. કવિઓ અને નવલકથાકારોની

કલ્પનામાં પણ ના આવે એવો તેમના જીવનનો ઇતિહાસ છે. અત્યારે આપણે આપણી આજુબાજુ સર્વત્ર સ્વાર્થ, નીચતા અને અધમતાજ જોઇએ છીએ. જ્યાં અધમતા ના હોય ત્યાં પણ આપણે અધમતાજ માની લઇએ છીએ. અને એક બીજાની અધમતામાંજ આનંદ માનીએ છીએ. પણ આપણી આંખ આગળ આવા દેવી સ્ત્રી પુરૂષો વસે છે તેનો ખ્યાલ સરખોએ આપણને આવતો નથી. અજાણ્યાં સ્ત્રી પુરૂષ એકજ ઘરમાં બાર બાર વર્ષ સુધી એકલાં રહે છતાં પણ કોઇપણ જાતના વિકારને વશ ના થતાં ભાઇ બહેનના નિર્મળ પ્રેમથી પોતાનું જીવન ગાળે છે એમ આપણને કોઇ કહે તોપણ અપવિત્ર વાતાવરણથી ભ્રષ્ટ થએલા આપણે એવી વાત માનવાની પણ ના પાડીશું.

૨૧૬૭૫